# લગ્ન સંગીતાવળી.

કર્તા અને પ્રકાશક:—

ચુનીલાલ પુંજીરામ મણીયાર.

વડનગર ( ગુજરાત. )

સંવત ૧૯૭૬. ઇસ્વીસન ૧૯૨૦.

પ્રત. ૩૦૦૦.

અમદાવાદ

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે

છાપ્યું. ઠે. પાંચકુવા, હરણુવાળી પોળ

કીંમત ચાર આના.

# અર્પણ પત્રિકા.

સુશીલ અને પુણ્યાત્મા બ્હેન છનમનગવરી, તેશ્રી મુંબાઈ નિવાસી શ્રીમાન શેઠ ન્હાનાલાલભાઇ પરભુરામભાઇનાં સ્વર્ગસ્થ ધર્મ પત્નીના કીર્તિવંત અમર આત્માને.

પ્રત્યક્ષ દર્શન, અને પરિચયનો લાભ પ્રાપ્ત નહિ થયા; છતાં પણ મ્હારા પરમસ્નેહી, અને સાજન્યશાળી નરરત્ન શ્રીમાન્ ન્હાનાલાલભાઈના સ્મરણ પટ ઉપર, અને તેમના ગૃહ કુંજમાં આપે પ્રકટાવેલ સુકુમાર પુષ્પ ભાઇશ્રી શાન્તીલાલના જીવન: પ્રકાશમાં આપની સુશિલતા, અને પવિત્ર ભાવનાઓની જે પ્રતિમાઓ સુક્ષ્મરૂપે પ્રતિત થાય છે, તેથી આકર્ષાઇને, તથા લગ્ન જેવા માંગળિક પ્રસંગે કેવળ માંગળિક ગીત ગવાવાં જોઇએ એવી આપની હંમેશની જીજ્ઞાશા સ્વર્ગમાં પણ તૃપ્ત થાય એમ માનીને–પ્રસ્તુત પુસ્તક આપના કીર્તિવંત અમર આત્માને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું અને આપની એ પવિત્ર તથા ઉચ્ચ ભાવનાઓનું અન્ય આર્ય બાળાઓને અવલંબન થાય એ ઉદ્દેશથી આપની સૌન્દર્ય વિભુષિત પ્રતિમાને પણ પ્રસ્તુત પુસ્તક સાથે સંયુક્ત કરવાની તક લઉં છું.

સી. પી. મણીયાર.

વડનગર ( ગુજરાત )



સૌ. છનમનગવરી તે નાનાલાલ પરભુરામના ધર્મપત્નિ.

| જન્મ. | અવસાન. |
| --- | --- |
| સં. ૧૯૪૭ ભાદરવા શુદ ૯ શનીવાર. | સં. ૧૯૬૨ ફાગણ વદ ૧૩ ગુરૂવાર |

# પ્રસ્તાવના.

દેશમાં ઉદય પ્રભા પથરાઇ છે, અને તે પ્રભાના ઉજ્વ[illegible] પ્રકાશ વચ્ચે દેશોન્નતિના ભિન્ન ભિન્ન માર્ગો શોધી કહાડવામા આવે છે. દેશના અવયવ રૂપ ગણાતી જ્ઞાતિઓ પણ પોતાના સુધારાને માટે સ્તુત્ય મંથન કરી રહી છે. જ્ઞાતિના, સમાજના, અનેદેશના નેતાઓ સ્ત્રી કેળવણી, એ દેશનો મુળ પાયો છે એમ વારંવાર સપ્રમાણ ઉપદેશે છે. આ પુરાતન કાળથી પવિત્ર ગણાતા દેશની રમણીઓ પવિત્ર અને સુશિક્ષિત થાય એમ જોવાને તેઓ ઘણા ઉત્સુક છે. અને દેશહિત ચિંતકો એ સોનેરી સમયની અતિ આતુર દૃષ્ટિથી માર્ગ પ્રતિક્ષા કરી રહ્યા છે. જે સ્ત્રીઓ સુશીલ અને પવિત્ર થાય એમ ઇચ્છવામાં આવતું હોય, અથવા આ પવિત્ર દેશની જે રમણીઓ કુદરતી રીત્યે પવિત્ર અને સુશીલ હોવાનો દાવો કરતી હોય, તેમના મુખમાં બિભત્સ ફટાણાં સંભવે નહિ એમ પ્રત્યેક પરિષદોમાં, પ્રત્યેક સભાઓમાં અને ઘણા પુસ્તકોમાં વારંવાર કહેવામાં આવ્યું છે, અને ખુશી થવા જેવું એ છે કે તે ઉપદેશ તરફ હવે કેટલેક અંશે ધ્યાન પણ અપાવા લાગ્યું છે. પરંતુ તે સુધારાની સામે સ્ત્રી સમાજની હજુ એક ફરીયાદ છે, અને તે એ કે, "સાહિત્યના નામે જે બિભત્સ પ્રસાદનો વારસો અમને આપવામાં આવ્યો છે તેને બદલે અન્ય અમૃત યુક્ત પવિત્ર પ્રસાદ અમને આપવામાં ન આવે ત્યાં સુધી લગ્ન જેવા આનંદી પ્રસંગે શું અમારે અપવાસી રહેવું?" આ ફરીઆદમાં સત્યાંશ છે એમ આપણે સ્વીકારવુ જોઇએ. લગ્ન પ્રસંગે જે ફટાણા

ગવાય છે. તેનું સ્થાન લેનારાં ગીતો જ્યાં સુધી તેમની આગળ રજુ કરવામાં આવે નહિ ત્યાં સુધી તે પ્રથા નાબુદ થાય નહિ એ ઘણું સંભવિત છે. અને તેટલા માટે તે પ્રથા નાબુદ કરવાને ઇચ્છનારાઓએ તે ગ્રાહ્ય વસ્તુ પ્રદાન કર્યા પછી જ ત્યાજ વસ્તુ-ફેંકી દેવાનું કહેવું હિતાવહ છે. અને જો તેમ કરવામાં આવે તો તે પ્રથા નાબુદ કરવા માટેનો તે પ્રયત્ન વધારે વ્યવહારૂ ગણી શકાય.

લગ્ન પ્રસંગે ગવાતાં ફટાણાં અર્થાત બિભત્સ ગીતોને બદલે અન્ય માંગલિક ગીતો કોઇના તરફથી પ્રકટ કરવામાં આવ્યાં હોય તો તે ઘણું ખુશી થવા જેવું છે તથાપી જો એવાં ગીતો પ્રકટ થયાં હોય તો તેને ઓહોળી પ્રસિદ્ધ મળી નથી. એ વાર્તા તો નિર્વિવાદ છે.

વીશા ખડાયતા વણીક સાઠંબા સમુદાય નામની એક ઉત્તમ જ્ઞાતિએ, પોતાની સંસ્થામાં ઘણા સંગીન સુધારા કર્યાનું તેમના રિપોર્ટ ઉપરથી જણાય છે. અને તેમાં પણ વિશેષ ખુશી થવા જેવું એ છે કે જેમ જ્ઞાતિ પરિષદોમાં માત્ર ભલામણો સ્વરૂપે ઠરાવો પસાર થાય છે અને વસ્તુતઃ તે વ્યવહારૂ રીત્યે અમલમાં મુકી શકાતા નથી તેવી જાતના એ ઠરાવો નથી પણ અમલમાં મુકવાની શરતેજ શુદ્ધનિષ્ઠાથી જ્ઞાતિ બંધારણ રચવામાં આવ્યું છે, આ સુધારાઓમાં "લગ્ન પ્રસંગે બિભત્સ ફટાણાં નહિ ગાવનો" સુધારો કરવામાં આવ્યો છે પરંતુ તેજ વખતે સ્ત્રીઓ ના મુખમાં માંગળિક ગીત મુકવા માટેનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે અને તેવાં માંગળીક તથા પ્રસંગાનુકુળ ૫૦ ગીત

લખી મોકલનારને રૂ. ૫૦-૦-૦ ઇનામ આપવાની એક ઝાહેર ખબર પ્રસિદ્ધ કરવામાં આવેલી છે.

આ ઝાહેર ખબરના આધારે કેટલાક ઉત્સાહી બંધુઓએ લગ્ન પ્રસંગને અનુકુળ ગીત લખી મોકલ્યાં હતાં, પરંતુ આ નમ્ર લેખક ઉપર તે જ્ઞાતિના અગ્રેસરોને કંઇક વિશેષ શ્રદ્ધા હોવાથી તેને પણ આવાં ગીત લખવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો.

અમારી જ્ઞાતિની એટલે શ્રી સમસ્ત વીશાનાગર વણિક જ્ઞાતિની ત્રતિય પરિષદ ચાલુ વર્ષે ગુજરાતના પાટનગર અમદાવાદ મુકામે ભરવામાં આવી, તેમાં પણ આવાજ વિચારો પ્રદર્શિત કરવામાં આવ્યા હતા. અને વળી અમારી જ્ઞાતિના નરરત્ન શ્રીમાન્ શેઠ પ્રહલાદજી કાશીરામ તરફથી એવી ઉદારતા પ્રદર્શિત કરવામાં આવી હતી કે મ્હારી તરફથી 'લગ્ન સંગીતાવળી'નું પુસ્તક પ્રકટ કરવામાં આવશે તો તેની એક હજાર નકલો જ્ઞાતિબ્હેનોમાં વિના-મૂલ્યે વહેંચવામાં આવશે.

મ્હારે આ સ્થળે કહેવું જોઇએ કે લગ્ન જેવો પ્રસંગ એ અતિ મહત્વનો પ્રસંગ છે. અને તેથી એકાદ શીઘ્ર કવિશ્વર, અથવા સુપ્રસિદ્ધ સાક્ષરવર્ય તરફથી માંગળીક ગીતોની પ્રસાદી પ્રાપ્ત થઈ હોત તો દેશની સાચી સંપત્તી રૂપ સ્ત્રીઓના હિતમાં તે પ્રસાદી વધારે કલ્યાણપ્રદ નિવડત, પરંતુ કિટસન લાઇટ અને વિજળીના દીવાઓનો પ્રકાશ પ્રાપ્ત થતાં સુધી એક ઝાંખા દીવાથી અલ્પાંશે પણ એ ગાઢ અંધકાર નષ્ટ કરવાનો પ્રયત્ન આવકાર દાયક થઇ પડશે એમ માનીને મેં તેમની ઇચ્છાનો સ્વિકાર કર્યો આ ગીત લખ્યાં, અને તે તેમની પસંદગીને પાત્ર ગણાયાં,

અને વળી ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીમાન્ શેઠ પ્રહલાદજી કાશીરામ તરફથી વિશેષ ઉત્સાહ પ્રાપ્ત થયો અને તેના પરિણામમાં આ પુસ્તક પ્રકટ થાય છે.

મ્હારે નિરાભીમાન પણે સ્વિકારવું જોઇએ કે લગ્ન જેવી એક મહત્વની બાબતને અનુકુળ થઇ પડે તેવું સૌંદર્ય પ્રસ્તુત ગીતોને આપવા હું શક્તિમાન થયો નથી, અને તે છતાં મેં જે પ્રયત્ન કર્યો છે તે પ્રબળ લાગણીથી અને શુદ્ધ નિષ્ઠાથી કર્યો છે. દેશ હાલ જાગૃતિના ઉમરા આગળ ઉભો છે, દેશમાં સ્વમાન, સ્વાતંત્ર્ય, અને સ્વદેશાભિમાનની ભાવનાઓના અંકુર ફુટી નીકળ્યા છે. અને સ્ત્રીઓ પણ દેશોન્નતિના કાર્યમાં ઘણા રસથી ભાગ લેવા તત્પર થઇ છે, અને તેથી તે ભાવનાના સંસ્કારો સ્ત્રીઓના હૃદયમાં જાગૃત રહે એ ઉદ્દેશથી કેટલાંક ગીતોને એ ઉચ્ચ ભાવનાઓનો રંગ લગાડવા પણ કિંચીત્ પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેમજ લગ્ન કે જેમાં પ્રેમ અને સૃંગારની નૈસર્ગિક પ્રાધાન્યતા છે તે રસના પુટ આપવા માટે પણ યત્ન કર્યો છે. ગણપતિ આરાધાન ( ગણેશ બેસાડવા ) ગૃહોશાન્તી, રંગરસ, સામૈયું, વરસ્વાગત મંડપ, લગ્નની પ્રતિજ્ઞાઓ, ઇત્યાદી લગ્નને લગતા ભિન્ન ભિન્ન પ્રસંગોને માટે અનુકૂળ થઇ પડે એવી યોજના લક્ષમાં રાખીને એ કાવ્ય રચવામાં આવ્યાં છે. વળી જે રાગો અવશ્ય કરીને લગ્ન પ્રસંગે ગાવામાં આવે તેવાજ રાગમાં તેને ઉતારવામાં આવ્યાં છે કે જેથી સુશિક્ષિત સ્ત્રીઓ તેનો સ્વર અને રાહ સહેલાઇથી સમજી

ભાષા તદ્દન સરળ અને સહેલી રાખવામાં આવી છે: અને

તે ત્વરાથી કંઠસ્થ થઇ શકે એવી તેમાં સંકલના ગોઠવવામાં આવી છે.

આ સ્થળે મારે એ હકીકત પણ વિદિત કરવી જોઇએ કે લગ્ન પ્રસંગને લગતાં બધાં ગીતો કંઇ બિભત્સ હોય છે એમ માનવાનું નથી. કેટલાંક ગીત એવાં પ્રસિદ્ધ થયેલાં છે કે જેને ઉત્તમ પંક્તિમાં મુકી શકાય, અને મને લાગે છે કે લગ્ન પ્રસંગને લગતાં તેવાં ગીતોનું એકીકરણ કરવામાં આવશે તો તે પ્રયત્ન પણ આદરણિય ગણાશે.

આ ગીત પ્રકટ કરતાં પહેલાં કેટલીક પરિચિત સ્ત્રીઓની પાસે તે ગવડાવવામાં આવ્યાં છે, અને તે તેમને વધારે અનુકુળ લાગ્યાં છે. વળી કેટલીક ઉત્સાહી સ્ત્રીઓએ તો તેને કંઠસ્થ પણ કર્યાં છે. કેટલીક સ્ત્રીઓએ લગ્ન પ્રસંગે પ્રસ્તુત ગીતો ગાઇ સંભળાવ્યાં છે અને સાંભળનારાઓને તેથી સંતોષ પ્રાપ્ત થયો છે આ પ્રમાણેની કસોટીમાં કસાયા પછી તે "લગ્ન સંગીતાવળી" ના નામે પ્રકટ થાય છે.

સારા સંસ્કારો અને લગનની પવિત્ર ભાવનાઓ ફળીભુત થવાને આ ગીતોમાંનું એકાદ ગીત પણ સ્ત્રી જગતમાંની એકાદ સ્ત્રીને માટે ઉપયોગી થશે તો હું મ્હારો શ્રમ સફળ થયેલો માનીશ. વિશા ખડાયતા વણિક સાઠંબા સમુદાયના માનનિય શેઠ ભાઇચંદ નંદલાલ તથા શ્રી વીશાનાગર વણીક જ્ઞાતિના શ્રીમાન શેઠ પ્રહલાદજી કાશીરામના અપરિમિત ઉત્સાહના ફળ રૂપે આ "લગ્ન સંગિતાવળી" નો જન્મ થયો છે. એવી આ સ્થળે નોંધ લેવી આવશ્યક લેખાશે.

અમારી જ્ઞાતિના ઉદારચરિત નરરત્ન શ્રીમાન્ શેઠ ન્હાના-લાલભાઇ પરભુરામનાં સ્વર્ગસ્થ ધર્મપત્ની, કે જેઓ ઘણાં ધર્મીષ્ટ અને સુશીલ હતાં એટલુંજ નહિ પણ જેઓ આ બાબતનાં ખાસ હિમાયતી હતાં, તેમનું પવિત્ર નામ આ પુસ્તકની સાથે અમર કરવાના પવિત્ર ઉદ્દેશથી તે સ્વર્ગસ્થના અમર આત્માને આ પુસ્તક અર્પણ કરવામાં આવ્યું છે.

વડનગર<br>( ગુજરાત. )<br>મકરસંક્રાન્તાં ૧૯૭૬.

સી. પી. મણીયાર.



# લગ્ન સંગીતાવળી.

## શ્રી ગણપતિ આરાધન

અર્થાત્

ન્હાના અને મ્હોટા ગણેશ બેસાડતાં ગાવાનું.

( ૧ )

સોનાનું બેડું રે—એ રાગ.

નાથ નિરંજન, ભવભીડ ભંજન (૨)
ગણપતિ દેવ આરાધીયે,
અરીદલ ગંજન, વિઘ્ન નિકંદન,
દેવાધી દેવ આરાધીયે.
ગંગાના જળથીરે, યમુનાના જળથીરે
સ્નેહથી સ્નાન કરાવીયે.
મનોહર વસ્ત્રોરે, રમણિય વસ્ત્રોરે
ભાવે કરીને પ્હેરાવીયે.
કુમ કુમ લઇનેરે, કેશર લઇનેરે
અર્ચન કરીયે લલાટમાં.
અક્ષત ગ્રહિનેરે, અક્ષત ગ્રહિનેરે
કરીયે અંકિત પ્રભૂ ભાલમાં.

કુસુમની માળારે, પુષ્પોની માળારે
પ્રભૂજીના કંઠે પ્હેરાવીયે,
અગર ને ચંદનરે, અગર ને ચંદન રે
ધુમ સુગંધી ફેલાવીયે.
ઘી તણા દીવારે, મંગળ દીવારે.
મંદિરમાં પ્રગટાવીયે.
મીઠા મીઠા મેવારે, પકવાનો જેવારે
થાળ ભરીને ધરાવીયે.
લવીંગ સોપારીરે, પાનનું બીડુંરે
મુખવાસ માટે ત્યાં મુકીયે.
આરતી કરીનેરે, આરતી કરીનેરે
વંદન કરતાં ના ચુકીયે.
ગર્વને છોડીરે, હાથ જોડીરે
શીશ નામી પાયે લાગીયે,
વિઘ્નોને હરજોરે, મંગળ કરજોરે
એવી આશીશ નીત્ય માગીયે.
ગણપતિ દેવારે, મુકતીના મેવારે
મ્હેર કરીને અપાવજો
મંગળ કામેરે, મંગળ કામેરે
મંગળ હર્ષ રેલાવજો.

(૨)

## વ્હાણલું.

લગ્નતીથી નજીકમાં હોય ત્યારે, પ્રાતઃકાળમાં વર અને કન્યાના ત્યાં સ્રીઓ એકત્ર થઈ જે ગીત ગાય છે તેને વ્હાણલાં કહે છે.

### વરના ત્યાં ગાવા યોગ્ય વ્હાણલું.

( સુર્ય ઉગ્યોરે કેવડીયાની ફણુશે કે—એ રાગ. )

સૂર્ય ઉગ્યોરે, ભારતના આકાશે કે
વ્હાણલાં હવે વ્હાયાંરે
શાને સુતારે, એ ભારત વીરાકે—વ્હાણલાં.
નિદ્રા ત્યાગોરે, થઇ જાગૃત સારીકે—વ્હાણ.
ઝટ જાગોરે, તજી સુસ્તી તમારી કે—વ્હાણ.
દોડો દોડો રે, આર્ય જનનિ આમંત્રેકે—વ્હાણ.
જોડો જોડો રે, ઉર ઉન્નતિ યંત્રે કે—વ્હાણ.
ભય ત્યાગો રે, ધારો દેશાભિમાનકે—વ્હાણ.
સહ માગો રે, સ્વાતંત્ર સ્વમાન કે—વ્હાણ.
લેજો લેજો રે, દેશ પ્રેમીની દીક્ષાકે—વ્હાણ.
દેજો દેજો રે, સૌને રાષ્ટ્રિય શિક્ષાકે—વ્હાણ.
રહેજો રહેજોરે, હીંદ પુત્રો સુસંપેકે—વ્હાણ.
કહેજો કહેજોરે, થાય પડતી કુસંપેકે—વ્હાણ

---

## (૩)

## કન્યાના ત્યાં ગાવા યોગ્ય વ્હાણલું

( રાગ ઉપરનો )

સૂર્ય ઉગ્યોરે, ભારતના આકાશેકે, વ્હાણલાં હવે વ્હાયાંરે
કેમ સુતાંરે, હજુ ભારત બાળાઓ—વ્હાણ.
નિદ્રા ત્યાગોરે, જાય સમય નકામો કે—વ્હાણ.
ઝટ જાગોરે, દેવીનું પદ પામો કે—વ્હાણ.
દોડો દોડોરે, દેશ ઉન્નતિ કરવા કે—વ્હાણ.
જોડો જોડોરે, મન કાર્ય સુધારવાકે—વ્હાણ.
ભય ત્યાગોરે, પ્રભૂનું ધરો ધ્યાન કે—વ્હાણ.
સઘ માગોરે, પતિનું વરદાન કે—વ્હાણ.
લેજો લેજોરે, તમે ધર્મની શિક્ષા કે—વ્હાણ.
દેજો દેજોરે, દેશ ભક્તિની દીક્ષા કે—વ્હાણ.
કહેજો કહેજોરે, સ્વામી સંગી તમારીકે—વ્હા.
રહેજો રહેજોરે, પતિનાં સહકારી કે—વ્હાણ.

---

## (૪)

## વરના ત્યાં પ્રાતઃકાળે ગાવા યોગ્ય.

( બ્હેની ! પ્રભાતે ઉઠીને પોપટ બોલીયોરે—એ રાગ.

વીરો જ્ઞાની બનીને ઘેરે આવીયોરે,
માતા સજ્યાં મેં તો વિદ્યા કેરાં શાસ્ત્ર;
તેનું સાર્થક કરવા જગ મેદાને સંચર્યરે. ૧

માતા ગુરૂએ કહ્યું કે ગૃહસ્થી થા હવેરે,
કરજે ગૃહરાણીથી મળીને ઘરનું રાજ;
સુખો વૈકુંઠનાં ભોગવવા આ સંસારમાંરે. ૨
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ દેવી છેરે,
તેનું પુજન કરતાં રીઝે છે જગનાથ;
માટે તેની સાથે સાગર ભરજે સ્નેહનોરે. ૩
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ લક્ષ્મી છે રે,
ત્હારા ઘરમાં ભરશે ધનના એ ભંડાર;
વૈભવ વૈકુંઠ કેરો ગૃહમંદીરમાં આણશેરે. ૪
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ અંગ છેરે,
સ્ત્રીના વિના દીસે સુનો આ સંસાર;
માટે ગૃહ મંદિરમાં પટરાણીને સ્થાપજેરે. ૫
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ મીત્ર છેરે,
જેની સાથે કરીએ મનની છાની વાત;
ઉરના ઉભરા સઘળા ખાલી કરીયે ખંતથીરે. ૬
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ વૃક્ષ છેરે,
ચીંતાઓમાં આપે શીતળ મીઠી છાંય;
વિપત્તીમાં દીલાસો દઇ સંતોષતીરે. ૭
માતા ગુરૂએ કહ્યું કે સ્ત્રી એ વાડી છેરે,
આપે એ મન ગમતાં સુંદીર ફળને ફુલ;
ગૃહને નંદન વન સમ એ દેવી દીપાવતીરે. ૮

ઉપરના ગીત વિષે કેટલીક સુચના—આપણા પ્રાચિન સંસ્કૃતના યુગમાં વિદ્યાર્થીઓ બાલ્યકાળથી ગુરૂકુળમાં રહેતા,

અને બ્રહ્મચર્યના પાલન સાથે વિદ્યાધ્યયન કરતા. જ્યારે યુવાવસ્થા પ્રાપ્ત થતી ત્યારે ઘેર જવાની ગુરૂ તરફથી આજ્ઞા થતી અને તે વખતે ગૃહસ્થાશ્રમી થનારને ગુરૂ તરફથી અમુલ્ય બોધ આપવામાં આવતો. તેમાં સ્ત્રીનું મહાત્મય અવશ્ય કરીને સમજાવવામાં આવતું. આ સંસ્કૃતિમય ભાવના આર્યસંસારમાં નિરંતર ઘુંટાતી રહે, એ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને આ ગીત લખવામાં આવ્યું છે.

---

(૫)

## કન્યાના ત્યાં પ્રાતઃકાળે ગાવા યોગ્ય

( રાગ ઉપરનો )

બ્હેની! પ્રભાતે પતિની પ્હેલાં ઉઠીયેરે,<br>
કરીયે ઉમંગેથી ઘરનું સઘળું કામ,<br>
વાસણ સઘળાં કરીયે સોના જેવાં ઉજળાંરે. ૧

બ્હેની પ્રભાતે પુંજો ઘરમાંથી વાળવોરે<br>
ભોજન ગૃહને લીંપી ગુંપી કરીયે સાફ<br>
પાણી ગળીને ગંગાજળ જેવું બનાવીયેરે ૨

બ્હેની પ્રભાતે ન્હાવું શુદ્ધીના કારણેરે<br>
અંગે ધારણ કરવો શોભીતો સૃંગાર<br>
ભાલે કુમ કુમ તીલક કરવું પુરા પ્રેમથીરે ૩

બ્હેની! પ્રભાતે પ્રભુને ભજીયે ભાવથીરે<br>
જે છે આ સૃષ્ટિનો સાચો સરજનહાર<br>
તેના ઉપકારોને હૃદયામાં સંભાળીયેરે ૪

બ્હેની પ્રભાતે સાસુ સસરાને વંદીયેરે
અંતે મેળવીયે એ દેવોની આશીશ
જેથી આનંદ મંગળ ગૃહમંદીરમાં જામશેરે   ૫
બ્હેની પ્રભાતે સ્વામિને પાયે લાગવુ રે
આજ્ઞા પાળક થઇને રીઝવીયે ભરથાર
થઇને આનંદી આનંદ ઝરો પ્રસરાવીયેરે.   ૬

**સુચના**—પિતાના ત્યાં લાડકોડમાં ઉછરેલી બાળાને લગ્ન પછી ગૃહ કારોબાર ચલાવવાનો છે. તેથી આર્ય સંસારની વિનયશીલ સુંદરીએ પ્રભાતે ઉઠયા પછી કેવી કુનેહથી ગૃહવ્યવસ્થાનો પ્રારંભ કરવો તેને લગતું ગીત એવા પ્રસંગે પ્રાતઃકાળે ગાવું એ કન્યાના હિતમાં બોધક થઇ પડશે એવી માન્યતાથી તે લખવામાં આવ્યું છે.

---

(૬)

લગ્ન પ્રસંગને લગતું કામકાજ કરતાં એકત્ર થયેલ સ્ત્રીમંડળ પ્રકીર્ણ ગીત ગાય છે તેવાં.

## કન્યાના ત્યાં ગાવા યોગ્ય.

### ભમરા પ્હેલો વધાવો મ્હારે આવીયો—એ રાગ

**પ્રશ્ન**—બ્હેની પ્હેલો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી સોધ્યો આવો મન ગમતો ભરથારરે
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં
**ઉત્તર**—બ્હેની પ્હેલો સંદેશો પ્રભુએ પાઠવ્યો,

મ્હારા હ્રુદયમાં કર્યો રણુકારરે, રંગીલી બ્હેની,
જીવનનો સાથી સોધ્યો સ્નેહથી.
પ્રશ્ન—બ્હેની બીજો સંદેશો કોણે પાઠવ્યો. ?
જેથી સોધ્યો આવો મન ગમતો ભરથારરે
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં.
ઉત્તર—બ્હેની બીજો સંદેશો વિધિએ પાઠવ્યો.
લખ્યા લેખ લલાટ મોઝારરે
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં
પ્રશ્ન—બ્હેની ત્રીજો સંદેશો કોણે પાઠવ્યો. ?
જેથી સોધ્યો આવો મનગમતો ભરથારરે
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં
ઉત્તર—બ્હેની ત્રીજો સંદેશો ગુરૂએ પાઠવ્યો.
મ્હને સમજાવ્યો ધર્મનો સારરે
રંગીલી બ્હેની, મનગમતો સ્વામિ સ્નેહે સોધવો.
પ્રશ્ન—બ્હેની! ચોથો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી સોધ્યો આવો મનગમતો ભરથારરે
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં.
ઉત્તર—બ્હેની ચોથો સંદેશો પિતા પાઠવે
પુત્રી ઉતરવા આ ભવસાગરની પારરે
રંગીલી બ્હેની, સાચો સુકાની સોંપ્યો સ્નેહથી.
પ્રશ્ન—બ્હેની, પાંચમો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી સોધ્યો આવો મનગમતો ભરથારરે
રંગીલી બ્હેની, તું છે સુભાગી આ સંસારમાં

ઉત્તર—બ્હેની પાંચમો સંદેશો માતા પાઠવે
પુત્રી ! સ્વર્ગ સમોવડ બનવા આ સંસારરે
રંગીલી બ્હેની, સોંઢયો છે સાચો સાથી સ્નેહથી

સુચના—આ ગીત છપાતાં પ્હેલાં પ્રચારમાં આવી ગયું છે. સ્ત્રી વર્ગ બે વિભાગમાં વહેંચાય છે તેમાં એક વિભાગ પ્રશ્નવાળુ પદ બોલે છે અને બીજો વિભાગ ઉત્તરવાળુ પદ બોલે છે.

---

( ૭ )

## વરના ત્યાં ગાવા યોગ્ય.

( રાગ ઉપરનો )

પ્રશ્ન—વીરા પ્હેલો સંદેશો કોણે પાઠવ્યો ?
જેથી, પામ્યો છે તું, સુંદીર મનહર નાર રે
ભારતના વીરા, તું છે સુભાગી આ સંસારમાં
ઉત્તર—બ્હેની ! પ્હેલો સંદેશો પ્રભૂએ પાઠવ્યો.
મ્હારા હૃદયમાં કર્યો રણકાર રે
રંગીલી બ્હેની, જીવનની સાથી પામ્યો સ્નેહથી
પ્રશ્ન—વીરા બીજો સંદેશો કોણે પાઠવ્યો, ?
જેથી પામ્યો છે તું સુંદીર મનહર નાર રે
ભારતના વીરા, તું છે સુભાગી આ સંસારમાં
ઉત્તર—બ્હેની બીજો સંદેશો વિધિએ પાઠવ્યો.
લખ્યા લેખ લલાટ મોઝાર રે
રંગીલી બ્હેની, પરભવની સાથી આજ પામીયો.

પ્રશ્ન—વીરા ત્રીજો સંદેશો કોણે પાઠવ્યો, ?
જેથી પામ્યો છે તું સુંદર મનહર નાર રે
ભારતના વીરા, તું છે સુભાગી આ સંસારમાં
ઉત્તર—બ્હેની ત્રીજો સંદેશો ગુરૂએ પાઠવ્યો,
મુજને સમજાવ્યો ધર્મનો સાર રે
રંગીલી બ્હેની, અંતર સહભાગી સોધી કાઢજે.
પ્રશ્ન—વીરા ચોથો સંદેશો, કોણે પાઠવ્યો, ?
જેથી પામ્યો છે તું સુંદીર મનહર નાર રે
ભારતના વીરા, તું છે સુભાગી આ સંસારમાં
ઉત્તર—બ્હેની ચોથો સંદેશો પીતા પાઠવે,
મ્હારો સુધરવા આ, સૃષ્ટિનો વ્હેવાર રે
રંગીલી બ્હેની, પિતાએ કહ્યું કે ગૃહસ્થી થા હવે.
પ્રશ્ન—વીરા, પાંચમો સંદેશો કોણે પાઠવ્યો. ?
જેથી પામ્યો છે તું સુંદીર મનહર નાર રે
ભારતના વીરા, તું છે સુભાગી આ સંસારમાં.
ઉત્તર—બ્હેની પાંચમો સંદેશો માતા પાઠવે
વીરા સ્વર્ગ થવા આ સંસાર રે, રંગીલી બ્હેની !
માતાએ આજ્ઞા આપી લગ્નની.

---

( ૮ )

( ચંપો રોપીને—એ રાગ. )

બાળા શાળામાં ભણીને ઘેરે ઉતર્યાં રે,
વિદ્યાવતિ પુત્રી જોઈ માતા મન ઠર્યાં રે. ૧

કહ્યું માતાએ આ પુત્રી રહે જે સુખમાં રે,
વિદ્યા દેવી સદા રહેજો ત્હારા સુખમાં રે. ૨
પુત્રી ! વિદ્યા એતો સાચુ ધન જાણવું રે,
ધર્મ, અર્થ, કામ, મોક્ષમાં એ નાણવું રે. ૩
પુત્રી ! વિદ્યા એતો સાચું બળ માનવું રે,
દૈવી ચૈતન્યમાં તેજ આણે એ નવું રે. ૪
પુત્રી ! વિદ્યા એતો સાચી સખી સહચરી રે,
તેના સંગમાં સુપાત્રતા રહેશે ખરી રે. ૫
પુત્રી ! વિદ્યા એ તો કલ્પ વૃક્ષ જાણવાં રે,
આપે અમુલખ ફળ ફુલ દાનમાં રે. ૬
પુત્રી ! વિદ્યા એતો રત્નો કેરી ખાણ છે રે,
દૈવી ચક્ષુઓ કે અંતરનો ભાણ છે રે. ૭
પુત્રી ! એવી વિદ્યા આપી તને કોડથી રે,
જેની કિંમત ન થાય કદી ક્રોડથી રે. ૮
બીજું આપુ શું હવે હું મ્હારી લાડકી રે, ?
જેથી સંતોષી બને તું મ્હારી બાળકી રે. ૯

( ૯ )

## પુત્રીનો ઉત્તર.

( રાગ ઉપરનો. )

માતા ! તું છે મ્હારા ભાગ્યની સાચી વિધિરે,
લખ્યા લલાટમાં સંપત્તીના તેં નીધી રે. ૧
માતા ! અંતરમાં તને નીત્યે વંદશું રે,
ત્હારા આભારોને પ્રીત્યે અભીનંદશું રે. ૨

માતા ! વિદ્યાની તેં આપી છે પ્હેરામણી રે,
તેને માની શું કે આપ્યો તેં ચીંતામણી રે. ૩
માતા ! માગું છું હું બીજું સાચા પ્રેમથી રે,
મ્હારી આશા પુરી કરજે માતા રહેમથી રે. ૪
મ્હારા મનડામાં મેં, બાંધ્યું મંદીર પ્રેમનું રે,
તેમાં તખત બીછાવ્યું હીરા હેમનું રે. ૫
માતા ક્યા પ્રભૂને બેસાડું એ સ્થળે રે, ?
જેથી મન માન્યો આનંદ મને મળે રે. ૬
માતા ! કોની સાથે જીવન આ ગાળવું રે, ?
માતા ! હૃદયમાં કોની છબી જાળવું રે. ૭
માતા ! સંસારનો પંથ છે બીહામણો રે,
માટે સાથી મને આપજે સોહામણો રે. ૮
માતા ! જ્ઞાતિને સમાજ દેશ ભક્તિમાં રે,
વળી સહભાગી થઇશું સાચી મુક્તિમાં રે. ૯

---

( ૧૦ )

## ગૃહો શાંતી વખતે

## વર, અને કન્યા ઉભયના ત્યાં ગાવા યોગ્ય.

( વટ સાવીત્રી વ્રત આજ—રાગ )

---

આ ગૃહ મંડળના દેવ, મંગળ કરજે રે,
મ્હારે બાહ્ય તતખેવ, વિઘ્નો હરજે રે.

ઓ સૂર્ય દેવ ભગવાન ! ચૈતન્ય આપો રે,
આ મંગળ મ્હોત્સવ કાજ, તેજ સમર્પોરે.
ઓ મહિ મંડળના ચંદ્ર ! અમૃત આપો રે
આધિ વ્યાધિનાં મુળ સઘળાં કાપોરે
ઓ મંગળકારી દેવ, મંગળ ! મંગળ રે,
તું કરજે વળી તતખેવ, હરજે અરીદળરે.
ઓ બુધ ! બુદ્ધિ દાતાર, બુદ્ધિ આપોરે,
દઇને સદ્ગુણનું દાન, શુદ્ધિ સ્થાપોરે,
ઓ ગુણવંતા ગુરૂદેવ ! ગુરૂજી ગરવારે,
અમે કરીયે નિર્મળ સેવ, કાર્ય સુધરવારે.
ઓ શુક્રદેવ ભગવંત શાન્તી કરજોરે,
નભ મંડળના સામંત, ભ્રાન્તી હરજોરે.
ઓ શની દેવા શુરવીર, અરીદળ તોડોરે,
શાન્તીનો શ્રેષ્ટ સમીર, ઝટપટ છોડોરે.
ઓ રાહુ ! રાહ બતાવ, જે અતી સ્હેલોરે,
મળવાને વૈકુંઠ વાસ, અમને વ્હેલોરે.
ઓ કેતુ ! સેતુ સાત, આ ભવ દરીયેરે,
બંધાવો હે પ્રિય તાત, પાર ઉતરીયેરે;
એમ નવે ગૃહોને આજ વંદન કરીયેરે,
સુધરવા આ શુભ કાજ, ગીત ઉચરીયેરે.

---

લગ્ન પ્રસંગે ગૃહો શાન્તી કરવાની પ્રણાલીકા હોય છે, અને તે વખતે પ્રસંગાનુકુળ ન હોય તેવા ગીત ગાવામાં આવે છે

તેને બદલે જેમાં નવે ગૃહોની સ્તુતિ હોય તેવું ગીત ગાવું પ્રસંગાનુકુળ ગણાશે એમ ધારી આ ગીત લખવામાં આવ્યું છે.

( ૧૧ )

## વરઘોડા પ્રસંગે ગાવાનું.

કંકુ છાંટી કંકોતરી મોકલે—એ રાગ )

વીરે પ્હેલો આશ્રમ તો પુરો કર્યો,
પછી ચાલ્યા ધરીને ઉમંગ
ગૃહસ્થાશ્રમને માંડવે.

પ્રેમ પટકુળ પ્હેરીને અંગમાં.
સ્વારીમાટે સજ્યો છે તુરંગ—ગૃહસ્થા૦
ઘોડો તાજો માતો ને સોહામણો
જેને માથે છે ઉત્તમ જાત.—ગૃહસ્થા૦
ઘોડો નાચે કુદે છે આનંદમાં,
રંગે રમ્ય દીસે ભલી ભાત—ગૃહસ્થા૦
ઘોડો શણગાર્યો વિવેક વૈભવે,
પહેરાવ્યા ગુણના અલંકાર,—ગૃહસ્થા૦
તંગ ભીડયો પછી યમ નીયમનો,
જેથી શ્રમ ન થાય લગાર—ગૃહસ્થા૦
પ્રીતિ પેંગડે પગ દઇને ચડયા,
લીધી હાથમાં નીતિ લગામ—ગૃહસ્થા૦
ઘોડો નાચી કુદીને આગળ વધ્યો,
જેવા અનુભવ યાત્રાનાં ધામ—ગૃહસ્થા૦

પ્હેલાં પોહોચ્યો પુરૂષાર્થની વાડીયે,
લેવા ઇચ્છીત ફળ ફુલ સાર—ગૃહસ્થા૦
ત્યાં તો સામે મળી ભાગ્ય સુંદરી,
પુછયું કોણ તમારી છે માત—ગૃહસ્થા૦
તમે ઘોડે ચ્હડીને કયાં નીકળ્યા ?
તમે સોધો છો કોનો સંગાથ ? —ગૃહસ્થા૦
વીરાએ કહ્યું સાંભળો સુંદરી,
ધર્મ પીતાને ભારતી માત.x—ગૃહસ્થા૦
મ્હારે કરવી છે યાત્રા સંસારની,
સોધું હૃદયાક્ષી કેરો સંગાથ—ગૃહસ્થા૦
પૂછે સુંદરી ગૃહસ્થનું ધ્યેય શું ?
કેમ સોધો નારીનો સંગાથ ?—ગૃહસ્થા૦
નારી રત્ન હીરા મોતી યાચશે,
વળી માગશે વિધવિધ વસ્ત્ર—ગૃહસ્થા૦
નારી જાતિ એ કોમળ પુષ્પ છે.
કહેતા યોગી ઉપાધીનું શસ્ત્ર—ગૃહસ્થા૦
વીરાએ કહ્યું સાંભળો સુંદરી,
કહ્યું ગૃહસ્થનુ ધ્યેય ને ધ્યાન—ગૃહસ્થા૦
ત્રણે આશ્રમવાસી સંતોષવા,
વધવા માતૃભુમિ તણું માન—ગૃહસ્થા૦
એક હાથે તાલી તો પડે નહિ,
માટે સોધીયે નારો સંગાથ—ગૃહસ્થા૦

x આ સ્થળે પિતા, અને માતાનું જે નામ હોય તે પણ બોલી શકાય.

જ્ઞાતિ, દેશ, સમાજની સેવના,
અમે સાધીશું ધર્મની સાથ—ગૃહસ્થા૦
નારી ભાગ્ય સાથે તેનું લાવશે
તેથી પામીશું સમૃદ્ધિ સુખ—ગૃહસ્થા૦
ખુદ નારી એ રત્નની ખાણ છે,
પછી તેને શી રત્નોની ભુખ ? —ગૃહસ્થા૦
અમે સન્માન સૃંગારો સોંપશું
વળી આપશું વિનયનાં વસ્ત્ર—ગૃહસ્થા૦
નારી કોમળ પુષ્પને રક્ષવા,
અમે સાધીશું પ્રેમનું શસ્ત્ર—ગૃહસ્થા૦
સુણી ઉત્તર સુંદરી હરખીયાં
પહેરાવી પુષ્પોની વરમાળ—ગૃહસ્થા૦
એમ વિજય મળ્યો આર્ય વીરને,
પામ્યા ઉત્તમ નારી પ્રેમાળ—ગૃહસ્થા૦

**સુચના**—પહેલા આશ્રમમાંથી નીકળીને બીજા આશ્રમમાં પ્રવેશ કરનારા યુવકો પ્રીતિ લગ્ન કરતા એ ભાવ આ કાવ્યની અંદર આણવામાં આવ્યો છે. અને તે પ્રેમી યુગલ વચ્ચે કેવો સંસ્કૃતિમય ઉપયોગી વિનોદ થતો તેની કંઇક અંશે રૂપરેખા દોરી છે. સામ્પ્રત કાળે જો કે પ્રીતિ લગ્નની પ્રથા નષ્ટ થઇ છે પરંતુ એ શ્રેષ્ટ ભાવના સ્ત્રીઓના મુખમાં રમતી રહે એ ભાવિ ઉન્નતિ માટે ઇચ્છવા યોગ્ય લાગ્યાથી એ તત્વ દાખલ કર્યાં છે.

---

(૧૨)

## સામૈયા વખતે ગાવાનું કન્યા તરફનાં માટે.

### મેં તો ટોડે પગરણ માંડીયાંરે—એ રાગ.

આવો આવો માંઘેરા મેમાન,
મેં તો મોટો ઉત્સવ માંડીયોરે.
મ્હેમાનોનું કરવાને સનૂમાન—મેં તો૦
લેવા આવ્યાં તમને મ્હોટે માન—મેં તો૦
બાંધ્યા મંગળ મંડપો વિશાળ—મેં તો૦
લઇશું સારા સ્નેહેથી સંભાળ—મેં તો૦
દઇશું તમને ભાવે ભેટો બાર—મેં તો૦
થઇશું સઘળાં આભારી નરનાર—મેં તો૦
પ્હેલાં દઈશું રૂડો આશીરવાદ—મેં તો૦
બીજું આદર દઇશું નિરવિવાદ—મેં તો૦
ત્રીજે દઇશું વૈકુંઠ સમ વિશ્રામ—મેં તો૦
ચોથું દઇશું આસન ધરીને હામ—મેં તો૦
પંચમ દઇશું મન માગ્યાં પકવાન—મેં તો૦
છઠ્ઠું દઇશું ગંગાજળનું પાન—મેં તો૦
સાતમું દઇશું સોપારીને પાન—મેં તો૦
આઠમું દઇશું સુખસય્યાનું સ્થાન—મેં તો૦
નવમી દઈશું ફરવાને સુખપાલ—મેં તો૦
દસમી દઇશું પુષ્પો કેરી માળ—મેં તો૦
તે પછી દઇશું ઉત્તમ કન્યાદાન—મેં તો૦
છેલ્લે દઇશું પ્હેરામણી મ્હેમાન—મેં તો૦

(૧૩)

(રાગ ઉપરનો).

સામૈયા વખતે વર તરફથી ગાવા યોગ્ય.

અમે આવ્યાં તમારે આંગણીયે,
મન મોદ ભરી, ઉર હર્ષ ધરી.
અમે આવ્યાં તમારે મંદીરીયે—મનમોદ ભરી.
સાથે લાવ્યાં જાનૈયાની જાન ભલી—મન૦
જાણે દેવ દેવિયોની પંક્તિ મળી—મન૦
લાવ્યાં ઘોડા હાથી સુખપાલો વળી—મન૦
જાણે ઇંદ્રની સ્વારી આનંદે ચડી—મન૦
આવો સૌને વધાવો વિવેક કરી—મન૦
કરો સૌનું પુજન તમે પુષ્પોવતી—મન૦
આપો સરબત પાન સોપારી વળી—મન૦
કરો વંદન સર્વના પાય પડી—મન૦
લઇ ચાલો તમારા મંડપમાં—મન૦
યશ પામો અમારા આ મંડળમાં—મન૦

---

(૧૪)

રંગરસ વખતે વર તરફથી ગાવા યોગ્ય.

રતન પાલખડીને હીરારે જડીયા—એ રાગ.

સોના રૂપા કેરા થાળ ભરીને,
રંગ રસ લઇ આવ્યાં હર્ષ ધરીને;



ગુણીયલ ગોરી લ્યો ભેટ ઉમંગે,
રસબસ થાઓ આ રંગના રંગે.
રંગ શીખામણ આપશે સારી,
વ્યંગના અર્થને સમજો સન્નારી;
રંગ કહે કે એ ગુણીયલ ગોરી,
ધન્ય લીધો પ્રેમ પંથ તેં ધોરી.
રંગ કહે કોણ હ્રુદયને રંગે,
સંગ તેવો રંગ લાગે ઉમંગે;
રંગ કહે સહુ કુમ કુમ ઈચ્છે,
કાજળ ટીલીને કોઈ ન પ્રીછે.
પ્રેમનો રંગ જો હ્રુદયામાં ભરીયે,
તો પછી રંગનો ભંગ ન કરીયે;

---

( ૧૫ )

( રાગ ઉપરનો ).

## રંગરસ વખતે કન્યા તરફથી ગાવા યોગ્ય.

રંગ છે રંગ આ મોકલ્યો જેણે,
ઉપકાર અતિશય કીધો છે તેણે;
રંગ તપાસ્યો મેં પાકો મઝાનો,
રંગીશું તેનાથી હ્રુદય ખજાનો.
ભો પડે સંકટ મુશલધારા,
રંગ ખસે નહિ ઉતરે તારા;

એ રંગે રસબસ થઇશું ઉમંગે,
એ રંગ નિત્યે લગાવીશું અંગે.
એ રંગના ઉછરંગે રમીશું,
એ રંગ સાગર માંહે ભમીશું;
એ રંગનાં રસપાન કરીશું,
એ રંગ પુષ્પની માળા ધરીશું.
એ રંગરેલ ચલાવીશું નીત્યે,
આનંદ હેલી મચાવીશું પ્રીત્યે.

---

( ૧૬ )

## પુંખતી વખતે કંન્યા તરફથી ગાવા યોગ્ય.

### ચંપો રોપીને કેવડો લેવાને ગ્યાતા રાજ—એ રાગ.

પુંખે પ્રમદાઓ વરને પ્રીત ધરીને રાજ,
ભલે પધાર્યા મનહર મ્હેર કરીને આજ.
પુજન કરીયે પ્રેમેથી દેવ ગણીને રાજ,
ગુરૂને બોલાવી વૈદિક મંત્રો ભણીને રાજ.
કુમકુમ તીલક કરીયે દિવ્ય લલાટે રાજ,
પુષ્પોની માળા ગુંથી તમારા માટે રાજ.
સોના રૂપાના ફુલે તમને વધાવું રાજ,
મંગળ મંડપમાં તમને સ્નેહે પધરાવું રાજ.
તમને આમંત્ર્યા મેં તો જાણી ગુણશાળી રાજ
સમજે સમશ્યામાં વિધા વાડીના માળી રાજ.

ચરણો પખાળુ પંચામૃતથી છોગાળા રાજ,
શ્રીફળ આપુ કર કમળે રસીયા રઢિયાળા રાજ.
સંસારી પંથે પર્વત વિઘ્નોના કારી રાજ,
વધવુ તે ભેદી આગળ હીંમતને ધારી રાજ.
જ્યારે સાંબેલા નીચે ડાંગર કચડાતી રાજ,
ત્યારે તે અંતે ચોખા કેરૂ પદપાતી રાજ.
પુજનમાં તેની ગણના નીત્યે ગણાતી રાજ,
પ્રભુના ચરણોમાં પ્રીતે વળી તે પોસાતી રાજ,
ગાડી ગૃહસ્થાશ્રમ કેરી ચાલે સંસારે રાજ,
તેમાં જોડાવું કંઠે ધુંસળ લઈ ભારે રાજ.
જોડે રહી દંપત્તી ખેંચે ગાડી વ્યવહારે રાજ,
નિશ્ચય જાણો કે કુળનું ગૌરવ વિસ્તારે રાજ.
મોહક આ જગને કોઇ કહે સંકટનો દરીયો રાજ
સારાં નરસાં તત્વોથી સાગર એ ભરીયો રાજ
લઇને પુરૂષાર્થ રવૈયો દરીયો ઘો ડોળી રાજ,
જીવન હેતુને લેવો આનંદે ખોળી રાજ.
ઝુમવુ જગના રણરંગે નિર્ભયતા ધારી રાજ,
ડરવું નહિ દીલમાં દેખી બાણો દુઃખકારી રાજ.
આપુ આ ત્રાક રૂપાળી તમને હું આજે રાજ,
કાંતીને વણવુ કાપડ ગૃહસ્થીને છાજે રાજ.
રાજાની રાણી બેસે રેંટીયે નીત્યે રાજ,
ભારતની સેવા કરતા ગ્રંસ્થીએ રીત્યે રાજ.
સુતરના કાચા તારે વટમાં ખેંચાવુ રાજ,

વટને વ્યવહારે સાચા રહીને મ્હલકાવું રાજ.
એવી શરતોથી તમને મેં તો નિમંત્ર્યા રાજ,
એવા વિશ્વાસે કન્યા દેવા આમંત્ર્યા રાજ.
પુંખે પ્રમદાઓ વરને પ્રીત ધરીને રાજ,
ભલે પધાર્યા મનહર મ્હેર કરીને રાજ.

---

સુચના—પુંખતી વખતે જે ક્રિયા કરવામાં આવે છે તેનું વર્ણન આ ગીતની અંદર જોવામાં આવશે. એટલુંજ નહીં પણ આ સમયે વરના પગ નીચે ભાગવા માટે કોડીયાનું સંપુષ્ટ મુકવામાં આવે છે, જે એક પર્વતને ભેદી આગળ વધવાનું ચિનહ છે. વળી ધુંસળ, મુંસળ ( સાંબેલું ) બાણ, અને ત્રાકનું દીગદર્શન કરાવવામાં આવે છે તેનો ઉદ્દેશ સમજાવવા કંઇક અંશે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

---

( ૧૭ )

## પુંખતી વખતે વર તરફથી ગાવા યોગ્ય.

( કસ્તુરી કચોળે ઘોળોરે,—એ રાગ. )

વરને મંગળ વાદ્યે વધાવો રે,
માંઘા મોતીનો મે' વરસાવો રે.
વરના ભાલમાં તીલક કરાવો રે,
ઉપર અક્ષત અર્પી લ્યો લ્હાવો રે,
વરને પુષ્પની માળા પ્હેરાવો રે,

વળી પાન નૈવેદ્ય ધરાવો રે.
વરનાં સદ્‌ગુણ ગીતડાં ગાઓ રે,
દેવ પુજીને પાવન થાઓ રે.
પંચામૃત વડે પગને પખાળો રે,
આવ્યો અવસર આજ રૂપાળો રે.
નામણ દીવે આરતી ઉતારો રે;
આપી શ્રીફળ સ્નેહ વધારો રે.

---

(૧૮)

## વરની લગ્નમંડપમાં પધરામણી
## વર તરફથી ગાવાયોગ્ય.

**( પાટણ ટોપી વાપરી જુનાગઢનાં રે મોતી—એ રાગ.)**

રમ્ય રચ્યો લગ્ન માંડવો, જાણે કુંજ ભુવન છે.
વૈકુંઠ વિશ્વ વિષે રચ્યું, જાણે નંદન વદન છે.— રમ્ય૦ ૧
સંસાર વાડી છે અટપટી, લાખો વિઘ્નોની અસ્તી,
તેમાં મંડપ બાંધે વીરલા, ધન્ય તેવા ગૃહસ્થી— રમ્ય૦ ૨
આનંદ સાગર ઉલટયો, લ્હેરો હર્ષ પવનની,
મંડપમાં પ્રસરાઇ છે, ખુબી સ્વર્ગ સદનની— રમ્ય૦ ૩
આસોપાલવ કેરાં તોરણો, લટકાવ્યાં ઉમંગે,
અબીર ગુલાબના સાથીયા, ભૂમિ માતના અંગે—રમ્ય૦ ૪
દીપમાળાઓથી દીપતી, ફરતી ચારે દિશાઓ,
વિધ વિધ રંગની ઉડતી જ્યાં ત્યાં ધર્મ ધ્વજાઓ—રમ્ય૦ ૫

બાંધ્યા ચંદરવા ઝીકના, જાણે જગમગે તારા,
રંગ બેરંગી પુષ્પની, વરસે અમૃત ધારા— રમ્ય૦ ૬
વેદ ભણે રૂડા બ્રાહ્મણો, મંગળ ગીત ગવાતાં,
વાજાં મનોહર વાગતાં, અંતર પ્રફુલિત થાતાં. રમ્ય૦ ૭
તખત બીછાવ્યાં બે મધ્યમાં, કરવા પ્રાણ પ્રતિષ્ટા,
રાજા રાણી હવે આવશે, એવી કરતાં પ્રતિક્ષા— રમ્ય૦ ૮
દેવ પધાર્યા એ મંડપે, મ્હારા ભારત વીરા,
મસ્તકે મુકુટ શોભતો, ઉપર જડીયા છે હીરા— રમ્ય૦ ૯
દેવી પધારો આ આસને, તમ વીણ શુન્ય સકળ છે,
સાચી સહાયક સોધવા, સાધી મંગળ પળ છે—રમ્ય૦ ૧૦
દેવી પધાર્યા એ મંડપે, સાથે લઈને સાહેલી,
કીધી પ્રતિજ્ઞા ત્યાં લગ્નની, થઇ રહી આનંદ હેલી—રમ્ય૦ ૧૧
જ્ઞાન ભક્તિ કર્મ ધર્મમાં, આપણ સાથે રહીશું,
વિકટ આ વિશ્વ સમુદ્રમાં, સુખ દુઃખ સાથે સહીશું—રમ્ય૦૧૨

---

(૧૯)

## લગ્ન ક્રિયા વખતે વર તરફથી ગાવા યોગ્ય.

**( મ્હારા માન ગુમાની વીરા--એ રાગ. )**

ચતુર ચીતારો ચાલી ગોકુળમાં આવ્યો
ચીત્ર રઢીયાળું એક લાવ્યો,
દેખી મોહનનું મનડું લોભાણું.
મનડું લોભાણું, સુંદીર તનડું લોભાણું
ચીત્ર ચીતારે મુકયું કૃષ્ણના ચરણે,

લીધું શામળીયાજીએ પોતાને શરણે.
ચીત્ર નિહાળ્યુ નીજ નયણે— દેખી૦
ચીત્રે તો ચીતડું ચોરી લીધું મોહનનું,
મુરલી નાખીને ભાન ભુલાવ્યું મનનું;
ગૌરવ તેના વદનનું— દેખી૦
કોનું આ રમ્ય ચીત્ર લાવ્યો ચીતારા,
જેમાં ઉડે છે રૂપ ગુણના ફુવારા,
ઝરે પ્રણય કેરી ધારા— દેખી
આતો રઢિયાળી રાધા રૂપની રાશી,
ચંદ્રની જ્યોતિ જાણે નભમાં પ્રકાશી,
પ્રીતિ અમૃતની એ પ્યાસી— દેખી૦
નામ સાંભળતાં વરને મોહની લાગી,
રાધા રાણીના બન્યા એ તો અનુરાગી,
પ્રેમની જ્યોત હૃદયે જાગી— દેખી૦
નિંદ્રા ન આવે ખાવું પીવું ન ભાવે,
હરવું ને ફરવું રમવું, હસવું ન ફાવે,
મનડું એ ચિત્ર ડોલાવે— દેખી૦
પૃથ્વીને ખોદો નભના તારા ઉતારો
પર્વતને ભેદો સઘળા સુખને વિસારો
લાવો એ ભાગ્ય સીતારો— દેખી૦
કૃષ્ણજી ચાલ્યા કોડે કુંજ ભુવનમાં,
બંસી બજાવી જઈને નંદન વનમાં;
રાધા દેવી રીઝયાં મનમાં— દેખી૦

મીઠડાં ગોરસ લઇ આવ્યાં રાધા કુમ રી,
બોલ્યાં એ બાળા હું છું દાસી તમારી;
સોંપુ કર સ્નેહે મનહરનારી— દેખી૦

ગાનાર સ્ત્રીઓ ગોકુળ કૃષ્ણ અને રાધાને સ્થાને પોતાને અનુકુળ નામો મુકીને ગાઇ શકે છે.

---

(૨૦)

## કન્યા તરફથી ગાવા યોગ્ય

---

( કાળી કંઠી સવા લાખની.-એ રાગ )

ગોરી ગોકુળ કેરી ગાયો ભારત સંતાનો
સ્ત્રીઓ આ દેશનો છે પાયો,— ભારત૦
રામને કૃષ્ણાદિક નિપજ્યા— ભારત૦
દાદા ગાંધીને તીલક ઉપજ્યા— ભારત૦
રમણીઓ રત્નો કેરી ખાણ છે— ભારત૦
પ્રમદાઓ ઉન્નતિનુ વ્હાણ છે— ભારત૦
ગૃહીણીને રાણી ઘરની જાણજો— ભારત૦
સ્ત્રીઓને શાંન્તી દેવી માનજો— ભારત૦
વનિતાને વિદ્યાદાનો આપજો— ભારત૦
સ્ત્રીને સૌ સ્થાને સાથે સ્થાપજો— ભારત૦
સ્ત્રીના સ્વાગતનો આ સંસાર છે— ભારત૦
વેદોની વાણીનો એ સાર છે— ભારત૦

સ્ત્રીઓનો જે ઠામે સત્કાર છે— ભારત૦
દેવોનો તે સ્થાને દરબાર છે— ભારત૦

---

( ૨૧ )

## વર તરફનાંયે ગાવા યોગ્ય.

( કાચીરે ઇટનો બંગલો બંધાવોરે—એ રાગ. )

સાચીરે પ્રિતના, બગીચા બંધાવ્યારે,
બગીચામાં, કિર્તીના કયારા ચણાવ્યારે,
કયારે કયારે, ખંતનુ ખાતર નાખ્યુંરે,
ખાતર મધ્યે, આશા તણું બીજ રાખ્યુંરે,
એ બીમાંથી, ઉન્નતિનાં વૃક્ષ ફાલ્યાંરે,
વૃક્ષે વૃક્ષે, ખીલ્યાં આનંદનાં ડાળાંરે;
ડાળે ડાળે, પ્રેમનાં પલ્લવ દીઠાંરે,
પાને પાને, સંપત્તિનાં ફળ મીઠાંરે.
એ ફળ ચાખે, કોણ વીરો વરણાગીરે,
એ ફળ ચાખે, ભારત વીર સુભાગીરે.
એ સુભાગી, ની કોણ છે સહભાગીરે,
સહભાગી છે, લગની જેને દીલ લાગીરે.
લગની લાગી, તે તો મનોહર નારીરે,
નારી તો છે, અંતરમાં રમનારીરે.
રમનારીને, પ્રાણ રમકડું આપ્યુંરે,

પ્રાણ રમકડું, મન મંદિરમાં સ્થાપ્યુંરે;
મન મંદિરમાં, પ્રીતિ જ્યોત જગાવીરે,
પ્રીતિ જ્યોતે, દીવ્ય પ્રભા પથરાવીરે;
દીવ્ય પ્રભામાં, સ્વર્ગનો વૈભવ જાણોરે,
સ્વર્ગીય વૈભવ, લગ્નનું ધ્યેય પ્રમાણોરે.

---

( ૨૨ )

## કન્યા તરફનાંયે ગાવા યોગ્ય.

( તાંબા કુંડી તે નગર સોહામણી--એ રાગ. )

સ્નેહ વાડી તે હૃદય સોહામણી,
માંહી ખીલ્યાંરે, નવરંગી ફુલ–સાહેલી ભમરો ગુંજતો.
સ્વર મંજુલને વળી મીઠડો,
કરે મોહમાંરે, મનડાને ડુલ, સાહેલી૦
શુદ્ધ સ્વાગતે સમીર પ્રસારતી,
સ્નેહ સુગંધીરે, કરતાં પ્રદાન સાહેલી૦
દીલ ડાળીથી પંખો ઢોળાવતાં,
દેતી આનંદે રે, પ્રિતિનું દાન. સાહેલી૦
રસના ભરી થાળ ધરાવતાં,
વળી અર્પતાં રે, કોમળ પાન. સાહેલી૦
વાયુ નાદથી વીણા વગાડતાં,
હર્ષ પામતો રે, માંઘો મ્હેમાન. સાહેલી૦

નીજ અંતરે આસન આપતાં,
રંગે રમતાં રે, થઇ ગુલતાન. સાહેલી૦
આત્મ ઐકયનો આનંદ પામવા,
લેતાં દેતાં રે, મકરંદ પાન. સાહેલી૦

---

( ૨૩ )

## વર તરફનાંયે ગાવા યોગ્ય.

---

( મેઘાડંબર ગાજે—એ રાગ. )

વિદ્યુતને જોઇ ચમકતી, ઘન ગગનમાં ગાજે
સીતાને જોઇ મલપતી. રીઝયા રામજી આજે.

વિદ્યુતને દ્રગે નિરખતાં— ઘન૦
સીતાને દ્રષ્ટિથી દેખતાં— રીઝયા૦
વિદ્યુતનો પ્રેમ પેખીને— ઘન૦
સીતાની પ્રીતિ દેખીને— રીઝયા૦
દુંદુંભી નાદ નભે થયા— ઘન૦
જનકપુરે વાજાં વાગીયાં-- રીઝયાં૦
મોર મયુરા છે તાનમાં-- ઘન૦
દેખીને સાજન જાનમાં— રીઝયા૦
વાદળીયો ઘડુલી ભરે— ઘન૦
સાહેલીઓ પાણી સંચરે-- રીઝયા૦
સૂર્ય ને ચંદ્ર દીવા ધરે-- ઘન૦

જનક મશાલો જાતે ધરે-- રીઝયાં૦
લગ્ન સમારંભ શોભતો— ઘન
અહીં પણ મંડપ ઓપતો— રીઝયા૦
વિદ્યુત પરણાવ્યાં મેહથી— ઘન૦
સીતા રાણી વર્યાં સ્નેહથી— રીઝયા૦

---

**સુચના**—ગાનાર સ્ત્રીઓ ગામ અને દંપતીના નામોને સ્થાને અનુકુળ નામો મુકી ગાઇ શકે છે.

( ૨૪ )

## કન્યા તરફનાંયે ગાવા યોગ્ય.

---

**( મેઘાડંબર ગાજે—એ રાગ. )**

સુમન ખીલ્યું ઉપવન મહીં
ભોગી ભ્રમર ભટકતો.
પાર્વતી બેઠાં ભુવન મહીં
એક યોગી રખડતો
બેઠું સુમન એક ડાળીયે— ભોગી૦
પાર્વતીયે જોયું જાળીયે— એક૦
ગણ ગણ ગુંજારવ કરે— ભોગી૦
આહલેક, આહલેક ઉચરે— એક૦
સુમનની પ્રીતિને પામવા— ભોગી૦
પાર્વતી દેવી આરાધવા— એક૦
ઘટમાળ ફરતી પાણીયે— ભોગી૦

બળદ ફરે જેમ ઘાણીયે— એક૦
ભટકી નિસાસા નાખતો— ભોગી૦
રખડી દયા સુખ માગતો— એક૦
આવી દયા પછી સુમનને— ભોગી૦
લાવ્યાં પારવતી દયા મને— એક૦
ભ્રમર કહે તુજ કારણે— ભોગી૦
શીવજી કહે તુજ બારણે— એક૦
માગે અમી ત્હારી આંખમાં— ભોગી૦
શીવજી કહે લેજો પાંખમાં— એક૦
સુમન રીઝયું મનમાં અતી— ભોગી૦
પાર્વતીએ સુણી વિનતી— એક૦
સુમને હ્રદય માહીં સ્થાપીયો— ભોગી૦
પાર્વતીએ હાથ આપીયો— એક૦
ભ્રમરે વીસામો પછી કર્યો— ભોગી૦
શીવજીનો આત્મા ત્યારે ઠર્યો— એક૦

---

( ૨૫ )

## વર તરફનાંયે ગાવા યોગ્ય.

---

( માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો રે-એ રાગ. )

માલણ બની ગુંથજે ગુણ ગજરોરે
પતિ દેવને કરવાને મજરો— માલણ૦ ૧

તને સોંપી સ્નેહે ગ્રહ વાડી રે,
સુખ ફળ ફુલ તેમાં ઉગાડીરે,
સંપે પ્રફુલ કરો ફુલવાડી— માલણ૦ ૨
નીતિ પુષ્પો સુવાસે ભરાશેરે,
તેની મીઠી સુંગધી છવાશેરે,
વિશ્વમાંહે સુકીર્તિ ગવાશે— માલણ૦ ૩
સર્વે પુષ્પો સુપાત્રમાં આણીરે,
ધર્મ દોરી પરોવીને શાણીરે,
નીત્યે માળા ગુંથો ગૃહરાણી— માલણ૦ ૪
પતિ કંઠમાં માળાને ધારીરે,
હસ્ત જોડી ઉભી રહે નારી રે.
કહો આજ્ઞા શી નાથ તમારી ?— માલણ૦ ૫

---

(૨૬)

## કન્યા તરફનાંયે ઉત્તર રૂપે ગાવા યોગ્ય.

---

( ઉપરનો રાગ )

માલણ કેમ ગુંથતી ફુલમાળારે,
તેનો અર્થ કહો રઢિયાળા— માલણ૦ ૧
માયા દેવી રચે ગૃહમાળારે,
બ્રહ્મદેવ રીઝવવા રૂપાળારે,
સુખ વૈભવ વધવા રસાળા— માલણ૦ ૨

યોગી યોગીનિ હાથમાં માળારે,
જેઓ મોક્ષની વાંચ્છના વાળારે;
ભજે ભક્તિથી સ્વામિ છોગાળા— માલણું૦ ૩
સુખ દુઃખ તણી ઘટમાળારે,
ક્ષમા ધૈર્યની શિક્ષણ શાળારે,
ગુણ ગૃહણ કરે ગુણવાળા— માલણું૦ ૪
જેવી કોમળ પુષ્પની માળારે,
તેવી સુંદીર ગુણિયલ બાળારે,
રાખે રક્ષિત સ્નેહે છોગાળા— માલણું૦ ૫

---

(૨૭)

## પ્રકીર્ણ.

---

### ( સરોવરીયાની પાળ રાવલ ખેલે ઘોડીલા મ્હારા રાજ—એ રાગ )

ગંગા નદીએ આવ્યાં પુર, સાગર જુએ વાટડી મ્હારા રાજ
લઇ હંસલા મોતીના થાળ, માંડે રૂડી હાટડી મ્હારા રાજ
હતાં ગંગા તો બાળ કુંવારાં, પ્રીતિને ન જાણતાં મ્હારા રાજ
ન'તો લગ્નનો કાંઇ વિચાર, વિરક્તતા માણતાં મ્હારા રાજ
વર્ષાકાળે કર્યો જણકાર, તાલાવેલી ઉપજી મ્હારા રાજ
ખીલ્યાં અંગ પ્રત્યંગ તે વાર લગ્ન ઇચ્છા નીપજી મ્હારા રાજ

વિદ્યુત માતા   લી શીર મોડ, આનંદ રેલાવતાં મ્હારા રાજ
મેઘ પિતા આપી પુરપાંખ પુત્રીને દોડાવતાં મ્હારા રાજ
ગંગા દેવી દોડયાં દોડયાં જાય, સમુદ્રે ભળી જવા મ્હારા રાજ
સામી સાગર છોળો પ્રસારે, પ્રિયા તન ભેટવા મ્હારા રાજ

---

(૨૮)

( રાગ ઉપરનો )

ખીલ્યું લક્ષ્મીમાં યૌવન નુર, વિષ્ણુ જુએ વાટડી મ્હારા રાજ
દેવ દેવિઓ પુષ્પના હાર ગુંથી માંડે હાટડી મ્હારા રાજ
હતાં લક્ષ્મિજી બાળ કુંવારાં પ્રીતિને ન જાણતાં મ્હારા રાજ
ન'તો લગ્નનો કાંઇ વિચાર વિરકતતા માણતાં મ્હારા રાજ
ૠતુરાય વસંતનું રાજ, થયું પૃથ્વી ઉપરે મ્હારા રાજ
થયોલક્ષ્મી ઉરે ચમકાર, લગ્ન ઇચ્છા તે કરે મ્હારા રાજ
દેવિ પ્રકૃતિ ઘાલીને મોડ વિષ્ણુને વધાવતાં મ્હારા રાજ
પિતા સાગર આપીને બોધ, પુત્રીને વળાવતાં મ્હારા રાજ
લક્ષ્મી દેવી દોડયાં દોડયાં જાય, વિષ્ણુ પદ પામવા મ્હારા રાજ
સામો વિષ્ણુ આપે નિજ હાથ, નારીને સંતોષવા મ્હારા રાજ

---

(૨૯)

ઝીણા ઝરમર વરસે મેહ,—( એ રાગ )

શ્વેત રંગની ધરી'તી અંગ આજ,
સાડી ત્હારી રેસખસ છે.
લાલ રંગમાં ઝબોળી કોણે આજ—સાડી.

ક્યાં તું રમવા ગઈ'તી સખી આજ—સાડી.
રંગ ઘોળ્યો કસુંબી કોણે આજ--સાડી.
એવો શું હતો સખી આજે પ્રસંગ—સાડી.
પડયો મેઘ શું સાહેલી ત્હારે અંગ—સાડી.
કોઈ સાગરે ભ જાવી તને આજ—સાડી.
નદી પુર ઉતરી શું આવી આજ?—સાડી.
નહિ વૃષ્ટિમાં જણાય આવો રંગ—સાડી.
નદી પુરનો દીસે ન આ પ્રસંગ—સાડી.
સત્ય કથન વદો વ્હાલી સખી આજ—સાડી.
તમે એકલાં ગયાં તાં ક્યે કાજ—સાડી.

---

(૩૦)

## ઉત્તર

---

( રાગ ઉગરનો )

દેવ મંદીરે 'થી હું તો આજ
સાડી મ્હારી રસબસ
મ્હારે વંદવા હતા એ હૃદયરાજ—સાડી.
એક ચંદ્રમા ઉગ્યો હતો આકાશ--સાડી.
હતી વાદળીઓ એની આસપાસ--સાડી.
તેને મસ્તકે ઘડુલીઓ અનેક—સાડી.
રંગ અમૃતે ભરેલી તે પ્રત્યેક—સાડી.

ચંદ્ર વાદળાની ઓથે ખસી જાય—સાડી.
મૃદુ ડોકીયાં કરે વળી છુપાય—સાડી.
હું તો ઉભી રહી નીરખવા એ ચેન—સાડી.
રંગ ઢોળ્યો બધો ચંદ્રમાએ બ્હેન—સાડી.
અંગ અંગે બની હું રંગબોળ—સાડી.
પડયો સાડીએ કસુંબી રંગ ઢોળ—સાડી.
હું તો ખુબ રીસાણી ચંદ્રમાથી છેક—સાડી.
મને ના ગમે એ પ્રેમનો વિવેક—સાડી.

---

(૩૧)

( રંગ ઉપરનો )

વાત સમજયાં તમારી અમે બ્હેન
સાડી કેમ રસબસ છે. ?
અમે જાણ્યાં તમારાં બધાં ચેન,—સાડી.
અમે ઓળખ્યાં તમારા હૃદયરાજ—સાડી.
અમે સમજયાં તમારાં બધાં કાજ—સાડી.
કોણ ચંદ્રમાને કોણ એ આકાશ ?—સાડી.
હતા અમૃત ઘડુલા કોની પાસ ?—સાડી.
ઘેલી રાધીકાના ભાગ્યને આકાશ—સાડી.
ક્યોં કૃષ્ણચંદ્રે પ્રેમનો પ્રકાશ—સાડી.
પાડયો પ્રેમનો તે શ્યામથી પ્રસંગ—સાડી.
ઢોળ્યો પ્રેમનો કસુંબી રંગ અંગ—સાડી.

---

## (૩૨)

### ( રાગ ઉપરનો )

---

કેવી જગમગે આ નભ વિષે શ્રીકાર
ચંદ્રિકાની ચુંદલડી
જાણે સોળે સજયા છે સૃંગાર—ચંદ્રિકા.
ટાંકી તારલીઓ કરે ચમકાર—ચંદ્રિકા.
જાણે દીપમાળ કેરા સજયા હાર—ચંદ્રિકા.
જાણે તેજ તેજના ભર્યા ભંડાર—ચંદ્રિકા.
જાણે રૂપરૂપના થયા અંબાર—ચંદ્રિકા
પતિ રીઝવે બતાવી અતિ પ્યાર—ચંદ્રિકા.
જોઇ જોઈ હસે ચંદ્રમા અપાર—ચંદ્રિકા.
મોહયો ચંદ્રમા એ દેખીને દેદાર—ચંદ્રિકા.
કરી ચંદ્રમાએ અમૃતની ધાર—ચંદ્રિકા.
ઝીલે કામનીયો એ સુધા પ્રસાદ—ચંદ્રિકા.
સકળ માનવીઓ, પામતા એ સ્વાદ—ચંદ્રિકા.

---

## (૩૩)

### એક લીલી તે લીલી જગ લીલડી—

### ( એ રાગ )

એક મીઠી મધુરી રસ વેલડી,
કલ્પવૃક્ષના સાથે વીંટાયરે—રસ વેલડી.

એક સતિ સાવિત્રી અલબેલડી,
સત્યવાનની સાથે પૂજાયરે—અલબેલડી.
રંગે રાતી માતી છે રસવેલડી,
મધુરસ એ વૃક્ષને પાયરે—રસવેલડી.
મદમાતી સાવિત્રી અલબેલડી,
સત્યવાનને પ્રીતિ રસ પાયરે—અલબેલડી.
નીત્યે રહેતી પ્રફુલ્લ રસવેલડી,
દેખી વૃક્ષ હ્રુદય હરખાયરે—રસવેલડી.
રહેતી પ્રસન્ન સાવિત્રી અલબેલડી
સત્યવાન દેખી હરખાયરે—અલબેલડી.
નીત્ય નીત્ય વધે છે રસવેલડી
જેથી શોભે એ વૃક્ષની કાયરે—રસવેલડી.
પતિવૃતે સાવીત્રી અલબેલડી,
સત્યવાનને કરતી સહાયરે—અલબેલડી.
વૃક્ષ માટે કપાતી રસ વેલડી,
વૃક્ષ માટે આપે નીજ પ્રાણરે—અલબેલડી.
યમ રોકે સાવિત્રિ અલબેલડી,
સત્યવાન બચાવે નિજ પ્રાણરે—અલબેલડી.

---

(૩૮)

( લાડણી સંદેશો મોકલે—એ રાગ )

**પતિ**—સીતા જેવી સતી સાધવી, કુળવંત છે,
**પત્નિ**—ભૂલે ન રામનું નામ. પતિ ગુણવંત છે.

પતિ–સાચી સરીતા તું સ્નેહની, કુળવંત છે,
પત્નિ–સાગરમાં મળી જાય, પતિ ગુણવંત છે,
પતિ–રસમાં ખીલેલી વેલડી, કુળવંત છે,
પત્નિ–વૃક્ષની સાથ વિંટાય, પતિ ગુણવંત છે.
પતિ–ગંગા જેવી શુદ્ધ ગોરી તું, કુળવંત છે,
પત્નિ–જયાં શિવ ત્યાં તે દોરાય, પતિ ગુણવંત છે.
પતિ–વાહ મીઠી મ્હારી ચંદ્રિકા, કુળવંત છે,
પત્નિ–ચંદ્રિકા ચંદ્રને ચ્હાય, પતિ ગુણવંત છે.
પતિ–મીઠી મધુરી તું બંસરી, કુળવંત છે,
પત્નિ–છોડે ન કૃષ્ણનો સાથ, પતિ ગુણવંત છે.
પતિ–કામિની કંચન મુદ્રિકા, કુળવંત છે,
પત્નિ–તેમાંજ રત્ન જડાય, પતિ ગુણવંત છે.
પતિ–વાડી વસંતની વલ્લભા, કુળવંત છે,
પત્નિ–માળી અનંગનો રાય, પતિ ગુણવંત છે.
પતિ–સૌભાગ્ય લક્ષ્મી તું સુંદરી, કુળવંત છે
પત્નિ–પૂજે તે વિષ્ણુના પાય, પતિ ગુણવંત છે.
પતિ—સાકર જેવી તું મીઠડી, કુળવંત છે.
પત્નિ—દૂધમાં તે મળી જાય, પતિ ગુણવંત છે.
પતિ—નૌકા તું વિશ્વ સમુદ્રની, કુળવંત છે.
પત્નિ—સુકાનીને સોંપીકાય, પતિ ગુણવંત છે.
પતિ—ચપળા તું વિદ્યુતના સમી, કુળવંત છે.
પત્નિ—ગગને લગન ઘન થાય, પતિ ગુણવંત છે.

આ કાવ્યમાં વર કંન્યાની સ્તુતિ કરે છે, અને કંન્યા પોતાના સ્વામિનાં વખાણ કરે છે, કિન્તુ લગ્ન પ્રસંગે કંઈ વર અને કંન્યા પોતે ગીત ગાતાં નથી. માટે જયાં "પતિ" એમ લખ્યું છે તે કડી પતિ તરફથી ગાનાર બાળાઓએ ગાવાની છે. અને તેના ઉત્તરમાં જયાં "પત્નિ" લખેલ છે તે કડી કંન્યા તરફથી ગાનાર બાળાઓએ ગાવાની છે, એમ ઉભય પક્ષે સંયુક્ત ગાવા યોગ્ય આ કાવ્ય છે.

(૩૫)

## સપ્તપદિ વખતે વર અને કંન્યા ઉભય તરફથી સાથે ગાવા યોગ્ય.

પ્રેમે બોલે પ્રતિજ્ઞાઓ દંપતિ,
અમે મેળવ્યો હાથમાં હાથ

પ્રતિજ્ઞા પ્હેલી કરી૦

પ્રાણ વાયુ રમે જેમ અંગમાં,
તેમ રહીશું અમે નર નાર.

પ્રતિજ્ઞા બીજી કરી૦

જાણે દુધમાં સાકર ભેળવી,
તેમ આત્માનું ઐક્ય થનાર, પ્રતિજ્ઞા ત્રીજી કરી૦
જેમ અમરવેલી વધે વિશ્વમાં,
વંશ વૃદ્ધિનો સાધીશું સાર. પ્રતિજ્ઞા ચોથી કરી૦

એથી બાવીશનું બળ પામીશું,
વળી પામીશું વિશ્વ વિજ્ઞાન, પ્રતિજ્ઞાએ પાંચમી૦
અનુકુળ અમે થાશું સ્નેહથી,
સુખ કીર્તિને આપીશું સ્થાન, પ્રતિજ્ઞા છઠ્ઠી કરી૦
એક બીજાનાં મીત્ર બન્યાં અમે,
નહિ આણીશું ભેદ લગાર, પ્રતિજ્ઞા પુરી કરી૦

**સુચના**--સપ્તપદીના મંત્રોનું રહસ્ય આ કાવ્યમાં છે.

---

( ૩૬ )

## પરણી ઉઠયા પછી તુરત વર તરફનાંયે ગાવા યોગ્ય.

---

(હું અમે ઇડરીયો ગઢ જીત્યારે—એ રાગ )

અમે પ્રણયના દુર્ગને જીત્યારે ધન્ય ધન્ય થયા૦
સર્વે ચીંતાના દિવસો વિત્યારે- ધન્ય૦
અમે હીરા પરખવા સીધાવ્યારે- ધન્ય૦
અમે રત્ન ખરિદવાને આવ્યારે- ધન્ય૦
અમે જાનૈયા સૈનિક લાવ્યારે- ધન્ય૦
અમે ડંકાની ધુંશથી આવ્યારે- ધન્ય૦
અમે કુસંપના કિલ્લા તોડયારે- ધન્ય૦
ગુણ વિનયના ગોળા છોડયારે- ધન્ય૦
ક્ષમા ધૈર્યની ઢાલ ધરાવીરે- ધન્ય૦

અમે સંગિત તોપો ચલાવીરે- ધન્ય૦
નાચી કુદીને ધરતી ધ્રુજાવીરે- ધન્ય૦
વાણી અમૃત રેલ ચલાવીરે- ધન્ય૦
અમે હ્રુદય તમારાં ભેદ્યાંરે- ધન્ય૦
પ્રેમ શસ્ત્રથી અંતર વીંધ્યાંરે- ધન્ય૦
જીત્યા જાનૈયા જંગમાં આજેરે- ધન્ય૦
કીર્તિ સર્વે દીગન્તોમાં ગાજેરે- ધન્ય૦
અમે વિજયની માળા ધરશુંરે- ધન્ય૦
અમે જયના ધ્વનિને ઉચરશુંરે- ધન્ય૦
અમે પ્રસન્ન મુખે ઘેર જઇશુંરે- ધન્ય૦
અમે ત્રણ ચીજો સાથે લઇશુંરે- ધન્ય૦
કંન્યા, લક્ષ્મીને, કીર્તિ એ ત્રયણેરે- ધન્ય૦
આજે આવી અમારા શરણેરે- ધન્ય૦
અમે પ્રણયના દુર્ગને જીત્યારે- ધન્ય૦
સવે ચીંતાના દિવસો વિત્યારે- ધન્ય૦

---

( ૩૭ )

## પરણી ઉઠયા પછી કંન્ય તરફનાંયે ગાવા યોગ્ય

---

( રાગ ઉપરનો )

અમે આજ મહાજંગ જીત્યારે- ધન્ય૦
અમે ગાઇયે આનંદની ગીતારે- ધન્ય૦

એક હંસ ઉડી અહીં આવ્યોરે- ધન્ય૦
સાથે પંખીનું ટોળું લાવ્યોરે- ધન્ય૦
હંસ પકડીને પાંજરે નાખ્યુંરે- ધન્ય૦
એને માનસ સરપર રાખ્યુંરે- ધન્ય૦
મોતી નીરીને આશ્રય દીધોરે- ધન્ય૦
હંસી દેખાડી હંસ ખરીદ્યોરે- ધન્ય૦
હંસ તાણે થયું મન મળતાંરે- ધન્ય૦
રહ્યાં પંખીઓ આંખ મસળતાંરે- ધન્ય૦
એક નંગ ઉમંગથી આવ્યુંરે- ધન્ય૦
એના મીત્રોને સાથમાં લાવ્યુંરે- ધન્ય૦
નંગ આવ્યું'તું મુદ્રિકા લેવારે,- ધન્ય૦
પણ હાલ થયા તેના કેવારે- ધન્ય૦
સ્નેહ લુબ્ધ થયું એ તો તે માંરે- ધન્ય૦
એતો જાતે જડાયુંજ એમાંરે- ધન્ય૦

( ૩૮ )

## જમતી વખતે ગાવા યોગ્ય

વ્હાલા મ્હેમાનો મ્હારી સમશ્યાને છોડો,
તે પાછી ભોજન પીરસું મ્હેમાનો મ્હારી,
સમશ્યાને છોડો૦

નદીઓ હજારો તોયે પાણી મળેના,
પર્વતો મ્હોટા તોયે પત્થર જડે ના,
ગામોને શેહેરો તોયે વસ્તી વસે ના,
વૃક્ષો હજારો તોયે પાનું ખરે ના,
એવું તે સ્થાન કયું કહોને મ્હેમાનો મ્હારી,
સમશ્યાને છોડો૦—વ્હાલા૦

---

( ૩૯ )

( રાગ ઉપરનો. )

ઉત્તર.

વ્હાલી વ્હેવાણો અમે સમશ્યાઓ છોડી,
અમે જીત્યાંને તમે હાર્યા વ્હેવાણો અમે
સમશ્યાઓ છોડી૦
નદીઓ હજારો તોયે પાણી મળે ના,
પર્વતો મ્હોટા તોયે પત્થર જડે ના,
ગામોને શહેરો તોયે વસ્તી વસે ના,
વૃક્ષો હજારો તોયે પાનું ખરે ના.
એતો છે હીંદ માનો નુકશો .વ્હેવાણો૦
—વ્હાલી૦

---

( ૪૦ )

## કન્યા તરફનાંયે ગાવા યોગ્ય.

( રાગ ઉપરનો. )

### સમશ્યા બીજી.

---

વ્હાલા મ્હેમાનો મ્હારી સમશ્યાને છોડો
તે પછી ભોજન જમજો, મ્હેમાનો
મ્હારી સમશ્યાને છોડો૦
મ્હારી સખીએ એક પક્ષી બતાવ્યું,
પુછડે પાણી પીતું જોવામાં આવ્યું,
આંખ છતાં ન આંખે તેજ અપાવે,
ન્હાનું છતાંયે મ્હોટી પાંખો ફેલાવે.
એવું તે પક્ષી કયું કહોને મ્હેમાનો,
મ્હારી સમશ્યાને છોડો૦ વ્હાલા૦—

( ૪૧ )

## વર તરફનાંયે ગાવા યોગ્ય.

(રાગ ઉપરનો)

---

### ઉત્તર.

વ્હાલી વ્હેવાણો અમે સમશ્યાઓ છોડી
અમે જીત્યાંને તમે હાર્યાં વ્હેવાણો અમે
સમશ્યાઓ છોડી૦

સખી તમારીએ જે પક્ષી બતાવ્યું,
પૂંછડે પાણી પીતું જોવામાં આવ્યું,
આંખ છતાં ન આંખે તેજ અપાવે,
ન્હાનું છતાંએ મ્હોટી પાંખો ફેલાવે.
પક્ષી ન્હોતું એ હતો દીવો, વ્હેવાણો અમે,
સમશ્યાઓ છોડી૦—વ્હાલી૦

---

( ૪૨ )

## કન્યા તરફનાંયે ગાવા યોગ્ય.

( રાગ ઉપરનો )

### સમશ્યા ત્રજી.

---

વ્હાલા મ્હેમાનો મ્હારી સમશ્યાને છોડો
તે પછી પાણી પીજો મ્હેમાનો મ્હારી
સમશ્યાને છોડો૦
હાથ અઢીનાં પટરાણી અમારાં.
દાંતે લોખંડી રેખો પ્હેરી પધાર્યાં.
માનુનિ સઘળીના મનમાં ભાવ્યાં.
ભાવે કરીને નીત્ય હાથે રમાડયાં.
એવાં ક્યાં પટરાણી મ્હેમાનો મ્હારી
સમશ્યાને છોડો૦—વ્હાલા૦

---

( ૪૩

## વર તરફનાયે ગવા યોગ્ય.

રાગ ઉપરનો.

## સમશ્યા ત્રાજીનો ઉત્તર.

---

વ્હાલી વ્હેવાણો અમે સમશ્યાઓ છોડી
અમે જીત્યાંને તમે હાર્યાં વ્હેવાણો અમે
સમશ્યાઓ છોડી૦
હાથ અઢીનાં પટરાણી તમારાં,
દાંતે લોખંડી રેખો પ્હેરી પધાર્યાં.
માનુનિ સઘળીના મનમાં ભાવ્યાં,
ભાવે કરીને નીત્ય હાથે રમાડ ાં.
તેને સાંબેલું અમે કહીએ, વ્હેવાણો૦
—વ્હાલી૦

---

( ૪૪ )

## કન્યા તરફનાંયે ગાવા યોગ્ય.

રાગ ઉપરનો.

## સમશ્યા ચોથી.

---

વ્હાલા મ્હેમાનો મ્હારી સમશ્યાને છોડો
તે પછી હાથ મોઢું ધોજો, મ્હેમાનો મ્હારી૦

ચાર ચૌટાંની વચ્ચે ચોક મજાનો,
ચૌટે ચૌટે બાંધી ચોવીસ દુકાનો
ચાર જ્ઞાતિના સોળ વેપારી આવ્યા,
સાત કોડીના ઠગે ખુબ લડાવ્યા.
એવું તે શું હશે કહોને મ્હેમાનો મ્હારી૦

વ્હાલા૦

---

## વર તરફનાંયે ગાવા યોગ્ય.

### રાગ ઉપરનો

## સમશ્યા ચોથીનો ઉત્તર.

---

વ્હાલી વ્હેવાણો અમે સમશ્યાઓ છોડી,
અમે જીત્યાંને તમે હાર્યાં વ્હેવાણો અમે૦
ચાર ચૌટાંની વચ્ચે ચોક મજાનો,
ચૌટે ચૌટે બાંધી ચોવીસ દુકાનો,
ચાર જ્ઞાતિના સોળ વેપારી આવ્યા,
સાત કોડીના ઠગે ખૂબ લડાવ્યા.
એતો રમવાની રૂડી ચોપટ, વ્હેવાણો૦

— વ્હાલી૦

---

( ૪૬ )

## કન્યા તરફનાંયે ગાવા યોગ્ય.

## સમસ્યા પાંચમી.

રાગ ઉપરનો.

---

વ્હાલા મ્હેમાનો મ્હારી સમશ્યાને છોડો
તે પછી મુખવાસ કરજો મ્હેમાનો૦
સ્વેતાંગ સુંદરી રંગે રૂપાળી,
ઉપર ભપકોને અંદરથી કાળી.
હાસ્ય કરે તો જાણે સોનુંજ વરસ્યું,
પણ એ સોનું જોતાં કાજળથી નરસું.
એવી કઇ ચીજ કહોને મ્હેમાનો, મ્હારી૦
વ્હાલા૦—

---

( ૪૭ )

## વર તરફનાંયે ગાવા યોગ્ય.

## સમશ્યા પાંચમીનો ઉત્તર.

રાગ ઉપરનો.

---

વ્હાલી વ્હેવાણો અમે સમશ્યાઓ છોડી,
અમે જીત્યાંને તમે હાર્યાં,—વ્હેવાણો૦

શ્વેતાંગ સુંદરી રંગે રૂપાળી,
ઉપર ભપકોને અંદરથી કાળી
હાસ્ય કરે તો જાણે સોનુજ વરસ્યું.
પણ એ સોનું જોતાં કાજળથી નરસું
એ તો હશે ફુલજરી, વ્હેવાણો અમે૦

વ્હાલી૦—

---

( ૪૮ )

## કન્ય તરફનાંયે ગાવા યોગ્ય સમસ્યા ૬ ઠો

રાગ ઉપરનો

---

વ્હાલા મ્હેમાનો મ્હારી સમશ્યાને છોડો
તે પછી ત્યાંથી જજો, મ્હેમાનો મ્હારી.
સહ્યા હતી તે બની નૌતમ નારી,
અર્ધા અંગે નૃત્ય કરતી બીચારી,
ખાવુંને ગાવું બન્ને સાથે કરનારી,
લાખો મણ ખાતાં નહિ તૃપ્ત થનારી,
એવી તે નારી કઇ કહોને મ્હેમાનો મારી૦

વહાલા૦—

( ૪૯ )

## વર તરફનાંએ ગાવા યોગ્ય સમશ્યા છઠ્ઠાનો ઉત્તર

### રાગ ઉપરનો

---

વ્હાલી વ્હેવાણો અમે સમશ્યાઓ છોડી,
અમે જીત્યાંને તમે હાર્યાં, વ્હેવાણો૦
સહ્યા હતી તે બની નૌતમ નારી,
અધા અંગે નૃત્ય કરતી બીચારી,
ખાવુંને ગાવું બન્ને સાથે કરનારી,
લાખો મણુ ખાતાં નહિ તૃપ્ત થનારી.
એ તો તમારા ઘરની ઘંટી, વ્હેવાણો. અમે૦
વ્હાલી૦—

( ૫૦ )

## પહેરામણી વખતે વર તફનાંએ ગાવા યોગ્ય.

---

કન્યા આપી તો આપો પ્હેરામણી.
વળી આપો હીરા મોતી માળ,
રૂપા કેળા*થાળ, ઉમંગે પ્હેરામણી.
હાથી આપો તો અંબાડી આપીએ,
હાથી ના શોભેએ નાણુ જેમ, આપો તમે તેમ,
ઉમંગે પ્હેરામણી.

પત્ર લખીએ તો નગ્ન ના આપીએ,
એને બીડીએ કવરમાં જેમ, આપો તમે તેમ,
ઉમંગે પ્હેરામણી.

પાન આપો તો સોપારી આપીએ,
વળી કાથો ચુનો સાથે જેમ, આપો તમે તેમ,
ઉમંગે પ્હેરામણી.

નંગ આપ્યું તો મુદ્રિકા આપીએ,
ઓહાણ સાથે શોભે સઢ જેમ, આપો તમે તેમ,
ઉમંગે પ્હેરામણી.

ગાદી સાથે ગલેફની રીત છે,
દુધ સાથે સાકર હોય જેમ, આપો તમે તેમ,
ઉમંગે પ્હેરામણી.

મેનાં કોકીલ આપીએ કોડથી,
સાથે આપીએ પીંજર જેમ, આપો તમે તેમ,
ઉમંગે પ્હેરામણી.

પુષ્પ હારો માળી પાસે માગીએ,
સાથે આપે છે છાબડી જેમ, આપો તમે તેમ,
ઉમંગે પ્હેરામણી.

( ૫૧ )

## પ્હેરામણી વખતે કન્યા તરફથી ગાવા યોગ્યે.

---

એક યાચક આવ્યો છે આંગણે રે,
માગે છે રત્નનું દાન, માગે વળી માન,
યાચે છે પ્હેરામણીરે૦
યાચક આત્મ સંતોષવારે,
અર્પીયું કન્યાનું દાન, આપ્યું વળી માન, યાચે છે૦
યાચક ઉભો છે બારણે રે,
માગે ગંગા જળ પાન, માગે વળી માન, યાચે છે૦
યાચક આતિથ્ય કારણે રે,
આપ્યું પીવા જળપાન, આપ્યું વળીમાન, યાચે છે૦
યાચક બેઠો છે મંદીરેરે,
માગે મીઠાં પકવાન, સોપારીને પાન, યાચે છે૦
યાચક ભુખ નિવારવારે,
આપ્યાં મીઠાં પકવાન, સોપારીને પાન, યાચે છે૦
યાચક પોઢયા છે માળીયે રે,
માગે મીઠું મીઠું ગાન, વાજીંત્રોના તાન, યાચે છે૦
યાચક ઇચ્છા પુરી થવારે,
ગાયાં મનોહર ગાન, કર્યું સન્માન યાચે છે૦

---

( ૫૨ )

## કન્યા વળાવતી વખતે કન્યાવાળાએ ગાવા યોગ્ય

---

બ્હેની સંસાર પંથે સીધાવોરે,
લઇ લગ્નનો મંગળ લ્હાવોરે. (૧)
સંસારનો પંથ સુભાગીરે,
થજે સુખ વૈભવની તું ભાગીરે. (૨)
ત્હારા મૃદુલ હ્રદયનાં ઝરણાંરે,
નિત્ય ઝરશે, આનંદ વરણાંરે. (૩)
ત્હારો સમય મધુરો સરશેરે,
ત્હારા કોડ પુરા પતી કરશેરે. (૪)
ત્હારા વૈભવની ફુલવાડીરે,
કરે પ્રફુલિત મોહન માળીરે. (૫)
બ્હેન શાણી સુભાગી તું થાજેરે,
નિત્ય સ્વામિતણા ગુણ ગાજેરે. (૬)
મીઠી વાણી વિણાને વગાડીરે,
પ્રીતિ જયોતિને ઉર જગાડીરે. (૭)
થજે મીઠી માનિતિ પતિનેરે,
જેમ શોભે સુશીલ સતિનેરે. (૮)
સાસુ સસરાની અજ્ઞાઓ પાળીરે,
લેજે બ્હેની આશીશ રૂપાળીરે. (૯)
સૌના હ્રુદયમાં શાન્તિ તું ભરજેરે,
જ ભુવન સમ કરજેરે. (૧૦)

---

( ૫૩ )

## કન્યાવળાવતી વખતે કન્યા તરફનાંએ ગાવા યોગ્ય.

( માતાના ખોળા બ્હેની વિસારી મૂકયા—એ રાગ. )

સરવર પર હસતું રમતું પ્રેમી પંખીડું,
સખીઓનો સાથ છોડી ચાલ્યું,
કુળવંતી હંસી માયાનો રંગ બદલ્યો
શાને ગુણવંતી. (૧)
સ્નેહ સંબંધો સર્વે છોડયા સખીઓના,
કોના બંધનમાં તું બંધાણી–કુળવંતી૦ (૨)
હંસી મધુબંસી જેવી વાણી મનોહર,
કયારે સાંભળશું બ્હેની મ્હારી–કુળવંતી૦
માતાના મધુરા અંકે રમતી રંગીલી,
સાસુ ઉછરંગે જઇને બેઠી–કુળવંતી૦
પિતાની છાયાનીચે લાડ કરંતી,
સસરાની છાંય મીઠી લાગી–કુળવંતી૦
ભ્રાતા બ્હેનીનો સ્નેહ સંગ તજીને,
દીયર નણદીના નેહે લાગી–કુળવંતી૦
ત્હારા વિયોગે માળો શુન્ય થશે આ,
દીવ્ય વિલાસે ઉડી જાઓ–કુળવંતી૦
ઉંચા આત્માની અભિલાષી તું બ્હેની,
ફુલની વાડી ત્યાં ખીલવજે–કુળવંતી૦

તેજો ભય કરજે ત્હારા ગૃહ કેરી કુંજો,
રસની ગાગેરો નિત્યે ભરજે—કુળવંતી૦
સ્નેહી સહચારી સાથે ઉડજે આનંદે
વ્યોમ અનંતમાં સંચરજે—કુળવંતી૦
પ્રસન્ન વદન ચંદ્ર નિત્યે પ્રકાશી,
સૌના હૃદયમાં સ્થાન કરજે—કુળવંતી૦

---

(૫૪)

## કન્યા સાસરે આવ્યા પછી વરવાળાને ગાવા યોગ્ય.

---

( આવ્યા ઉન્હાળાના દાહાડા કે વહુઅર વીંજણો શું
ન લાવી—એ રાગ )

આજે સોનાનો સુરજ ઉગ્યો કે,
વહુઅર કુમકુમ પગલે તું આવી.
મ્હારી સંસાર વાડી દીપાવી કે—વહુઅર૦
મંગળ મોતીડે લઉં છું વધાવી કે—વહુઅર૦
ત્હારૂં સૌભાગ્ય સાથે તું લાવી કે—વહુઅર૦
આવ્યો શાન્તિનો મ્હારે જમાનો કે—વહુઅર૦
આવ્યો લક્ષ્મિનો અખુટ ખજાનો કે—વહુઅર૦
ગૃહને વૈકુંઠ કુંજ બનાવ્યું કે—વહુઅર૦

કુળને કીર્તિ પ્રકાશે દીપાવ્યું કે—વહુઅર૦
મ્હારે આંગણે ફુલ છવાયાં કે—વહુઅર૦
રૂડાં મંગળ ગીત ગવાયાં કે—વહુઅર૦
દેવો આજ રમે આ ભૂવનમાં કે—વહુઅર૦
આનંદ સાગર ઉભરાય તનમાં કે—વહુઅર૦

---

(૫૫)

આજ મ્હારે આંગણે આંબલોરે મ્હોરીયો,
આંબલાની ડાળીયે, ઘેલી કોયલડી.
મીઠી કોયલડી, પિયુ પિયુ બોલે,
આજ મ્હારા કુંજમાં વાગે છે મોરલી,
મોરલીના નાદ કરે ઘેલી કોયલડી—મીઠી૦
આજ મ્હારા બાગમાંહે, ગુંજે છે બંસરી,
બંસરીનો નાદ કરે, ઘેલી કોયલડી—મીઠી૦
આજ મ્હારા વનમાંહે વાગે વીણાઓ,
વીણાનો સાદ કરે-ઘેલી કોયલડી—મીઠી૦
આજ આ સદનમાંહે વાગે સીતારો,
વ્યંગના સરોદ કરે-ઘેલી કોયલડી—મીઠી૦
ધ્યાનથી તપાસતાં ન કાળી કોયલડી,
રાધા રાણીને કહે-ઘેલી કોયલડી—મીઠી૦

# રામગુણ ગીતા.

જન સમાજ, અને મુખ્યત્વે વિદ્યાર્થીઓના હૃદય ઉપ ધર્મ, નીતિ અને ભક્તિના પવિત્ર સંસ્કારો સ્થાપિત કરવા પવિત્ર ઉદ્દેશથી રામાયણનો ઐતિહાસિક ક્રમ સાચવીને અગત્ય પ્રસંગો ઉપર ચીતાકર્ષક વર્ણન આલેખવામાં આવ્યું છે. આ હવે તેની થોડીજ નકલો શીલીકમાં છે. કાચા પુઠાના રૂ. ૦–૬– પાકા પુઠાના રૂ. ૦–૮–૦.

**ચુનીલાલ પી. મણીયાર.**
વડનગર, ( ગુજરાત. )

---

# સત્યસિંહ.

દુ:ખીને દેવતાઈ દિલાસો દેનાર, હિંમતનું હથિયાર સજ વનાર, સંતોષનો મંત્ર શિખવનાર, અને વિઘ્નોને ભેદી આગ વધવાનો સરળ માર્ગ બતાવનાર આ એક અદ્ભુત્ નવલકથા છે અને તે એટલી લોકપ્રિય થયેલી છે કે તેને માટે હવે વિશે વર્ણન કરવાની જરૂર નથી માત્ર થોડીજ નકલો શિલીકમાં છે કિંમત રૂ. ૧–૮–૦.

**ચુનીલાલ પી. મણીયાર.**
વડનગર, ( ગુજરાત. )